ISLAM SPREADS PEACE, WE SPREAD ISLAM.

પ્રકાશન નં. ૮

# તોહફા-એ-રમઝાન




**ઈસ્લામિક ઈન્ફોર્મેશન સેન્ટર**

હોટલ નુરાની પાસે, ડાંડા બજાર, ભુજ - કચ્છ.

મો. : ૮૪૦૧૭ ૮૬૧૭૨

# અનુક્રમણિકા


| ક્રમ | પ્રકરણ | પાના નં. |
|---|---|---|
| ૧. | પ્રસ્તાવના | ૦૨ |
| ૨. | જો... જો... રહી જતાં... આ રમઝાન... | ૦૩ |
| ૩. | ચાંદ જોવાના નીયમો... | ૦૬ |
| ૪. | એ ઈમાનવાળાઓ... | ૦૮ |
| ૫. | રોઝા રાખનારાઓથી થોડીક વાતો... | ૦૯ |
| ૬. | રોઝાની ફઝીલત | ૧૧ |
| ૭. | રમઝાનના રોઝાઓ | ૧૩ |
| ૮. | સાઈમીન (રોઝેદારો) ના પ્રકાર | ૧૪ |
| ૯. | રોઝાની હિકમત | ૧૮ |
| ૧૦. | રોઝાના જરૂરી આદાબ | ૨૦ |
| ૧૧. | રોઝા તોડનારી વસ્તુઓ... | ૨૨ |
| ૧૨. | રોઝો તોડનારી વસ્તુઓ અને તેની શર્તો | ૨૩ |
| ૧૩. | રોઝાના ગુણવર્ધક નિયમો | ૨૬ |
| ૧૪. | રોઝાઓ માટે સ્ત્રીઓના સંબંધમાં... | ૨૭ |
| ૧૫. | બાળકોને રોઝા રખાવવા બાબત... | ૩૦ |
| ૧૬. | કયામે રમઝાનનો હુકમ | ૩૧ |
| ૧૭. | ઈઅતિકાફ | ૩૪ |
| ૧૮. | શબેકદ્ર | ૩૫ |
| ૧૯. | માહે રમઝાન ! ઝુટે, ગીબતખોર... | ૩૬ |
| ૨૦. | જુમ્અતુલ્વિદાઅ | ૩૭ |
| ૨૧. | માહે રમઝાનની પૂર્ણાહુતી... | ૩૯ |
| ૨૨. | સદક-એ-ફિત્ર | ૪૧ |
| ૨૩. | ઝકાત | ૪૨ |
| ૨૪. | કુર્આનમજીદ પઢવા અને સાંભળવાના નિયમો | ૪૫ |

અલ્લાહના નામથી જે બહુજ મહેરબાન પૂષ્કળ રહેમવાળો છે.

# પ્રસ્તાવના

દરેક યુગમાં ઇન્સાનની પરંપરા એ રહી છે કે, તેના ઘરમાં આવેલ મહેમાનનું સ્વાગત-સરભરા-ખુશખુશાલ થઈને કરે. જો મહેમાનનું વ્યકિતત્વ તેની નજરે મહત્વપૂર્ણ હોય અને આવેલ મહેમાનના કારણે ઘરમાં રહમત અને બરકત રહેતી હોય તેવા મહેમાનની ઘણા જ ઠઠારાથી જાજરમાન સરભરા કરવામાં કોઇ કસર બાકી રાખવામાં આવતી નથી.

વાસ્તવમાં આ ઉદાહરણ તે મહેમાન ઉપર સત્ય સાબિત થાય છે જે થોડા દિવસો પછી આપણી વચ્ચે અલ્લાહની અઢળક રહમતો મગફિરતો અને જહન્નમથી આઝાદીના પ્રમાણપત્રો તેમજ તમામ બક્ષીસોની ભેટ સોગાદોના ગંજાવર ખજાનાઓ સાથે આગમન થવાનો છે. તે મહીનાનું નામ છે રમઝાનુલ મુબારક. ધન્ય છે ! ઉમ્મતના અમો ગુનેહગારોને આ મહીનો નસીબ થશે ! ઈન્શાઅલ્લાહ !

વાચકમિત્રો ! આ મહીનાનું આગમન થતા આપણા ચહેરાઓ ઉપર આનંદ અને ખુશીના ફૂલ ખીલેલા હોવા જોઈએ અને નેક ઉમંગો, નેક આરઝૂઓ આપણા ચહેરા, આપણા વજૂદમાંથી નીતરતી હોવી જોઈએ કે જેના કારણે આપણે મહાન મહેમાનનું મહાસ્વાગત કરી શકીએ.

કુલ-બિફઝલિલ્લાહિ-વબિરહમતિહિ-ફબિઝાલિક ફલયફરહુ-હુવ ખૈરૂમ્મિમ્માયજમઉન.

હે પયગંબર તમો કહી દો કે, અલ્લાહના ફઝલ અને રહમત ઉપર તેઓ રાજી થઇ જાય અને આ બે વસ્તુઓ ઉપર રાઝી રહેવું એ તેના કરતાં શ્રેષ્ઠ છે, જે દુનિયાનું (નાશવંત) માલદોલત સમેટે છે.

ચાલો મુબારક અવસરે આપણે ફરી આપણા ઈરાદાઓ નવચેતન કરી સંકલ્પ કરીએ કે, આપણે આ મહીનામાં રોઝાઓ પૂરેપૂરા મહીનાના રાખશું અને દરેક પળ અલ્લાહની ઈબાદતમાં ગુજારશું કેમ કે, ગમે તે બુરાઇ ગમે તેટલી નાની હોય તેને આચરવું એક મુસલમાન માટે જરાય શોભાયમાન નથી. આપણા દિવસની દિનચર્યા રોઝાની સાથે દરેક નમાઝની પાબંદી, તિલાવતે કુર્આન અને ઝિક્ર/અઝકાર, તકવા/તહારતમાં પસાર થવી જોઈએ. તેમજ આપણી દરેક રાત નમાઝ/તરાવીહ/તહજ્જુદ અલ્લાહની સામે કયામ કરવામાં વિર્દ તેમજ અલ્લાહની સામે વિનંતી, દુઆઓ અને દીની મજલિસોમાં નેકીઓથી પલ્લવિત થવી જોઈએ.

હુઝૂર (સ.અ.વ.) ફરમાવે છે કે, રમઝાનની પહેલી રાત્રે શેતાનને કૈદ કરી લેવામાં આવે છે અને મુનાદી કરનાર ફરિશ્તો સાદ કરે છે કે, હે નેકી કરનારાઓ નેકીઓને સમેટી તમારા દામન ભરી લો અને હે બુરાઇ કરનારાઓ સાવધાન ! બુરાઈઓ કરવાથી રોકાઇ જાવ.

એક જગ્યાએ હુઝુર (સ.અ.વ.) ફરમાવે છે કે, જે રોઝદાર હોવા છતાં બુરાઈઓ/ગુનાહો કરવાનું ન છોડે તો તેવા ભૂખ્યા તરસ્યા રહેવું અલ્લાહને પસંદ નથી.

એક લાંબી હદીષમાં છે કે, તમે રોઝાની હાલતમાં તમામ બુરાઈઓથી સ્વયં પોતે બચો અને જો કોઈ તમારી સાથે ઉદ્ધતાઈભર્યું વર્તન દાખવે, તમને ગાળ આપે તો ધીરજ રાખી તેને કહી દો, ભાઈ મેં રોઝો રાખેલ છે.

રોઝામાં ભૂખ્યા તરસ્યા રહેવાનો હેતુ જ તમારા મનના મેલની સફાઇ છે અને એવી જ ભૂખ બંદાની અંદર અલ્લાહની તાબેદારી કરવાની શકિત જગાવે છે અને એવી ભૂખ તેને ગરીબ-મોહતાજ ભાઈઓની સાથે હમદર્દીનો વહેવાર રાખવા તેમજ મદદ કરવા માટે પ્રેરણા આપે છે અને એવી રીતે તેનો મન શુદ્ધ થઇ સન્માનિત ઉચ્ચ સ્થાને પહોંચી જાય છે.

કેવું સારૂં ! જો મુસલમાન આ મુબારક મહીનાનો પૂરેપૂરો ફાયદો ઉપાડી એક નવી ઈસ્લામી ઝિન્દગીની શરૂઆત કરે ! જેમાં દીન-દુનિયા વચ્ચે સંતુલન જળવાઈ રહે.

જેમાં આખિરત પરલોકની સફળતા હાંસલ કરવાની ભાવના હોય અને દુનિયાની મોહમાયાનું વર્ચસ્વ ન હોય !

## જો.. જો.. રહી જતાં...
## આ રમઝાન કદાચ તમારો છેલ્લો રમઝાન પણ હોઈ શકે !!!

બધા જ વખાણો અલ્લાહતઆલા માટે જ છે જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે. અમે તેની જ પ્રશંસા કરીએ છીએ. તેનો જ આભાર માનીએ છીએ. તેનાથી જ મદદ તલબ કરીએ છીએ અને તેનીજ માફી ચાહીયે છીએ.

અલ્લાહની અસંખ્ય સલામતી, રહેમતો અને બરકતો તેના આખરી પયગમ્બર મુહંમદ (સ.અ.વ.) પર તેમની આલ અને ઔલાદ તથા તેમના સહાબીઓ પર હોવ.

મિત્રો, એકવાર ફરીથી આપણે રમઝાનની નજદીક પહોંચી રહ્યા છીએ. એ રમઝાન કે જેમાં આપણે રોઝા રાખીને, તિલાવત કરીને, તરાવિહ પઢીને, સદકો-ખેરાત કરીને, ઝિક્ર કરીને તથા દુઆઓ માંગીને આપણાં ઈમાનને તાજો કરવાની, આપણી રૂહાની તાકાતને સબળ બનાવવાની, અલ્લાહની ક્ષમા માંગવાની, અલ્લાહ સાથે પ્રેમસંબંધ વધુ ગાઢ બનાવવાની એક વધુ તક મળવાની છે. ઈન્શા અલ્લાહ.

લોકો રમઝાન મહીનાના આગમનને ભિન્ન ભિન્ન દ્રષ્ટિથી જુએ છે. કેટલાક લોકો રમઝાનને અલ્લાહતઆલાની કિંમતી, અમુલ્ય અને અત્યંત વિરલ બક્ષીશના રૂપમાં જુએ છે. તેઓ દ્દઢતાપૂર્વક માને છે કે આ મહિનામાં કરેલા દરેક સારા કાર્યોનો બદલો અનેક ગણો મળે છે, તેથી તેઓ પોતાને મળેલા સબ્ર, સહાનુભૂતિ અને ઉદારતા તેમના વર્તનને

ઔર ખૂબસૂરત બનાવી દે છે. તેઓ પોતાની જબાનનું સંપૂર્ણ રક્ષણ કરે છે. અને તેને અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રાખે છે, તેઓ અલ્લાહ પાસે આજીજીપૂર્વક જન્નતનો સવાલ કરતા રહે છે અને જહન્નમથી પનાહ માંગ્યા કરે છે.

મુસલમાનોનો એક બીજો સમૂહ એવો છે કે જેઓ રમઝાનનું સ્વાગત ઉદાસિનતા, નામરજી અને આનાકાની સાથે કરે છે. તેમના માટે રમઝાન અપ્રિય અને ગેરવાજબી ફર્જ છે. તેમના મતે રમઝાન સુખ અને આરામથી વંચિત રાખતો કષ્ટદાયક મહીનો છે. તેઓ રોઝા તો રાખે છે પણ કમને, પરાણે, એક બોજ સમજીને, તરાવિહ પણ પઢે છે પરંતુ જબરજસ્તીથી જાણે કોઇ તેમને મસ્જીદમાં ઘસડીને બળપૂર્વક ન લઇ જતુ હોય ? તેમની દ્રષ્ટિએ રોઝા એ ભૂખ્યા, તરસ્યા રહેવાની એક શારિરીક કસરત સિવાય બીજું કશું જ નથી. તેઓ પોતાના દિવસ ગપસપ, રમત-ગમત તથા ટેલીવીઝન જોવામાં તથા રાત ખાણીપીણીના બજાર અથવા હોટલ કે રેસ્ટોરન્ટમાં વિતાવે છે. તેઓનું દિલ ભાગ્યેજ તિલાવત, ઝિક્ર અને દુઆ માટે પ્રેરાય છે. તેઓ પોતાની પાંચ ટાઇમની ફર્જ નમાઝો માટે પણ ઓછા જ સજાગ હોય છે. રમઝાનમાં તેઓનું એક માત્ર લક્ષ ઇદની તૈયારી પૂરતું હોય છે. આવા લોકો માટે નબી (સ.અ.વ.) એ સાચું જ ફરમાવ્યું છે કે તેઓને દિવસે રોઝા રાખવાથી ભૂખ અને તરસ સિવાય અને રાતે જાગવાથી ઉજાગરા સિવાય કશું જ મળતું નથી. (ઇબ્ને માજહ) જે લોકો રોઝા દરમ્યાન બદજબાની અને બદકાર્યથી દૂર રહેતા નથી તેઓના ભૂખ્યા તરસ્યા રહેવાની અલ્લાહને કોઇ જરૂરત નથી. (બુખારી)

મુસલમાનોમાં હજુ એક ત્રીજા પ્રકારના લોકોનો સમૂહ એવો છે કે તેઓ રમઝાનની કોઇ જ પરવા કરતા નથી. તેઓનું જીવન રમઝાનમાં કે ગેરરમઝાનમાં એક સરખું જ ગુન્હાઓથી લદબદ હોય છે. તેઓ ન તો રોઝા રાખે છે અને ન તો નમાઝ પઢે છે. ઉલટુ રમઝાન દરમ્યાન તેમની ગુનાહિત પ્રવૃતિઓમાં ઔર વધારો થઇ જાય છે. તેઓ તેમના આ ગુનાહિત નિત્યક્રમને બદલવાની ન તો કોઇ વૃત્તિ ધરાવે છે અને ન તો તેમની પાસે એ માટે વિચારવાનો કોઇ સમય છે. આવાજ લોકો માટે જયારે હજરત જિબ્રઇલ (અ.સ.) એ બદદુઆ કરી કે ‘ભલૂં ન થાય તે લોકોનું જેઓને તેમની પોતાની જીંદગીમાં રમઝાન તો મળ્યો પરંતુ તેઓએ તે દ્વારા પોતાની બક્ષીશ ન કરાવી લીધી’ તો નબી (સ.અ.વ.) એ કહ્યું ‘આમીન...’ આ ઉપરાંત મુસ્નદ અહમદમાં છે કે અલ્લાહના નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું જેણે વગર કોઇ શરઇ કારણે રમઝાનનો એક પણ રોઝો છોડયો તો તે આખી જીંદગી રોઝા રાખે તો પણ તેનો બદલો વાળી શકતો નથી.

મુસલમાન ભાઇઓ અને બહેનો ! અલ્લાહથી ડરો ! પોતાની જીંદગી વ્યર્થ કામોમાં બરબાદ ન કરો. પોતાનું જીવન અમલ-એ-સ્વાલેહવાળા કામોમાં લગાવી અલ્લાહતઆલાની ખુશ્નુદી હાંસિલ કરી લો.

## કદાચ આ તમારો છેલ્લો રમઝાન પણ હોઈ શકે !!!

આ મહીનાની ખાસ રહેમતો, નેઅમતો અને બરકતો તથા મગફીરતથી ફાયદો ઉઠાવી લેવાની આ છેલ્લી તક જતી ન કરો. આ મહીનામાં અલ્લાહની રહેમત જબરજસ્ત જોસમાં હોય છે. તે પોતાના સારા અને સાચા બંદાઓને પોતાની ખાસ રહેમતો, નેઅમતો અને બરકતોથી પુષ્કળ પ્રમાણમાં નવાઝે છે. માટે આ મહીનાનો પોતાની જીંદગીમાં પરિવર્તન લાવવા માટે ભરપૂર ઉપયોગ કરી લો. કમર કસો, ગુનાહિત, શરમજનક જીંદગીને આજ્ઞાંકિત, કિર્તીમય, દિવ્ય, પ્રકાશીત જિંગદીમાં બદલવા માટે નિર્બળતા અને સૂસ્તિને સબળતા અને સર્ફુતિમાં બદલવા માટે, ખરાબ અને ગંદી આદતોને નેકિ અને પ્રમાણિકતા તથા સદગુણોમાં બદલવા માટે.

## ચાલો આજથીજ આપણામાંથી દરેક જણ સંકલ્પ કરે કે યા અલ્લાહ આ રમઝાનમાં હું....

- પ્રત્યેક ફર્જ નમાઝોને પૂરી તવજજોથી જમાત સાથે અદા કરીશ ઉપરાંત નફલ નમાઝો જેવી કે તહયતુલ વુઝુ, ઈસ્રાકની નમાઝ, ચાસ્તની નમાઝ વિગેરેની પણ પાબંદી કરીશ.
- હું રાતે તરાવિહની નમાઝને પૂરા શોખથી, સમજીને ખંતપૂર્વક અદા કરીશ.
- હું મારી જીભ, આંખો, હાથ, પગ વિગેરે શરીરના દરેક અંગોની ગુનાહિત પ્રવૃતિથી રક્ષણ કરી મારા રોઝાઓની હિફાઝત કરીશ.
- હું જેમ બને તેમ વધુ સમય દુઆ, તિલાવત અને તારા ઝિક્રમાં ગુજારીશ.
- હું કુર્આન સાથે મારો સંબંધ વધુ ગાઢ બનાવીશ. તેનો દરેક હક જેવો કે પઢવું તેને સમજવું, ગૌર કરવું, અમલ કરવો તથા લોકો સુધી તેના સંદેશાને પહોંચાડવાનો હક અદા કરવાની કોશિશ કરીશ.
- હું મારી તથા બીજી અન્ય મસ્જીદોમાં થતાં રમઝાન અંગેના પ્રોગ્રામો જેવા કે કુર્આનની તફસીર વિગેરેમાં નિયમિત હાજરી આપીને લાભ ઉઠાવીશ.
- હું ઈફતારમાં પાડોશીઓ, ગરીબો, જરૂરતમંદોને સામેલ કરી તેમની દુઆઓ લઈશ.
- હું મારા કરીબી અને દૂરના રિસ્તેદારો તથા પાડોશીઓ સાથે મારા સંબંધો સુધારીને તેમની સાથે ધૈર્ય તથા સહાનુભૂતિપૂર્વક વર્તિશ.
- હું દરરોજ માંદા, બિમાર, બુઢા, કમજોર, અપાહીજ લોકોને શોધી શોધી તેમની સેવા કરીશ.
- હું કોઈ પણ જાતની ગુનાહિત પ્રવૃતિઓ, શિર્ક, બિદઆત અને બેહુદા કામોથી દૂર રહીશ.
- હું ઉમ્મત માટે દુઆઓ કરતો રહીશ.

# ચાંદ જોવાના નિયમો

૧. રમઝાન માસનો ચાંદ જોઈને રોઝા શુરૂ કરવા જોઈએ.

૨. શાબાન માસના અંતે આકાશ, વંટોળ વાળુ હોય તો શાબાનના ૩૦ દિવસો પૂરા કરવા જોઈએ. તેવી જ રીતે જો રમઝાન માસના અંતે આકાશમાં વાદળ, વંટોળ હોય તો રમઝાનનાં ૩૦ દિવસ પૂરા કરવા જોઈએ.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. થી વર્ણન છે કે રસૂલ (સ.અ.વ.) એ ફરમાવ્યું "ચાંદ" જોયા વિના રમઝાનના રોઝા શરૂ કરશો નહિં અને ચંદ્ર દર્શન વિના રમઝાન માસ પૂરો પણ કરો નહિં. જો આકાશ વાદળ, વંટોળથી ઘેરાયેલું હોય તો ૩૦ દિવસ પૂરા કરો. (બુખારી, મુસ્લિમ)

૩. **એક મુસ્લિમની ગવાહી પર રોઝા શરૂ કરી શકાય છે.** હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝિ.) થી વર્ણન છે કે લોકોએ ચાંદ જોયો અને મેં નબી (સ.અ.વ.) ને ખબર આપી કે મેં પણ ચાંદ જોયો છે. જેથી નબી (સ.અ.વ.) એ પોતે રોઝો રાખ્યો અને લોકોને પણ રોઝો રાખવાનો હુકમ આપ્યો.

(અબૂ દાઉદ, સહીહ સુનન અબી દાઉદ લિલ્અલ્બાની-૨ : ૨૦૫૨)

૪. રમઝાન માસની પહેલી તારીખનો ચાંદ જાહેરમાં નાનો કે મોટો દેખાવાથી શંકા કુશંકા કરવી જોઈએ નહિં. હઝરત અબૂલ્બુખ્તરિય્ય (રઝિ.) કહે છે કે અમો ઉમ્રહ કરવા માટે (મદીનહથી) રવાના થયા જયારે "નખ્લહ" મુકામે પહોંચ્યા તો બધાએ નવો ચાંદ જોયો-અમુક લોકોએ કહ્યું આ તો ત્રીજી રાત્રીનો ચાંદ લાગે છે (ચાંદ દેખાવમાં મોટો હોવાને કારણે) અને અમૂક લોકોએ કહ્યું "બીજી રાતનો લાગે છે. (હવે) અમારી મુલાકાત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. થી થઇ તો અમો એ તેમને જણાવ્યું કે અમોએ ચાંદ જોયું છે. અમૂક લોકોએ તેને ત્રીજી અને અમૂકે બીજી રાતનો ચાંદ કહ્યો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. એ પુછ્યું તમે કઇ રાતનો ચાંદ જોયો હતો ? અમે જણાવ્યું કે ફલાણી ફલાણી રાતે જોયો હતો" તો કહેવા લાગ્યા કે રસૂલ (સ.અ.વ.) નું ફરમાન છે કે અલ્લાહ તઆલા તેને (ચાંદને) તમારા જોવા માટે મોટો કરી દે છે. માટે તે તેજ રાતનો ચાંદ હતો જે રાતે તમે તેને નિહાળ્યો.

(મુસ્લિમ, મુખ્તસર સહીહ મુસ્લિમ લિલ્અલ્બાની હદીષ નં. ૨૭૪૫)

૫. ચાંદ જોઈને રોઝો શરૂ કરવા અને ચાંદ જોઈ રોઝો સમાપ્ત કરવા માટે સ્થાનિક પ્રાંત અને પ્રદેશનો ખ્યાલ રાખવો જોઈએ.

૬. રમઝાન દરમ્યાન એક દેશથી બીજા દેશની મુસાફરીમાં જો મુસાફર રોઝાની સંખ્યા સ્થાનિક પ્રદેશના માહે રમઝાનના રોઝાની સંખ્યાથી વધી જતી હોય તો વધારાના દિવસોના રોઝા છોડી દેવા જોઈએ. અથવા તો નફિલ રોઝાની નિય્યતથી રાખી લેવા જોઈએ અને જો સંખ્યા ઓછી થતી હોય તો ઇદ પછી જોઇતી સંખ્યા પૂરી કરવી જોઈએ.

હઝરત કુરૈબ રઝિ. (ઇબ્ને અબ્બાસ રઝિ.ના ગુલામ) થી વર્ણન છે કે હઝરત ઉમ્મે ફઝલ (હઝરત અબ્બાસ રઝિ. ના પત્ની) એ તેમને હઝરત મુઆવિય્યહ રઝિ. પાસે કોઇ કામસર ''શામ'' (સિરીયા) મોકલ્યા. કુરૈબ રઝિ. કહે છે કે મેં ''શામ'' પહોંચી તેમનું કામ કર્યું. હું હજુ તો શામ દેશમાં જ હતો કે રમઝાનનો ચાંદ દેખાઇ ગયો. મેં પણ જુમ્આની રાત્રે ચાંદ જોયો પછી હું રમઝાનના અંતમાં મદીના પરત આવી ગયો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. એ મારાથી પૂછયું કે તમે ત્યાં ચાંદ કયારે જોયો હતો ? મેં જવાબ આપ્યો કે અમે તો જુમ્આની રાત્રે ચાંદ જોયો હતો હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. એ ફરી પૂછયું શું તમે પણ જોયો હતો ? મેં કહ્યું હા,

બીજા ઘણા ખરા લોકોએ પણ જોયો હતો અને બધા લોકોએ હઝરત મુઆવિય્યહ રઝિ. સાથે બીજા દિવસે એટલે કે શનીવારે રોઝો રાખ્યો. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિ. એ કહ્યું અમે તો શનીવારના દિવસે એટલે કે દિવસના તફાવતે ચાંદ જોયો છે. અમો આજ હિસાબે રોઝા રાખીશું. અહીં સુધી કે ૩૦ દિવસો પુરા કરી લઇએ. અથવા તો ચાંદ જોઇ લઇએ. મેં અરજ કરી કે શું આપ લોકો હઝરત મુઆવિય્યહ રઝિ.ની રૂઅ'યત (ચાંદ જોવાને) અને તેમના રોઝાને પુરતો નથી સમજતા ? ફરમાવ્યું નહિ ! અમને રસુલુલ્લાહ (સ.અ.વ.) એ આવી જ રીતે હુકમ આપ્યો છે.

(અહમદ, મુસ્લિમ, અબૂ દાઉદ મુખ્તસર સહીહ મુસ્લિમ લિલ'અલ્બાની હદીષ નં. ૫૭૮)

૭. વાદળ, વંટોળના હિસાબે ચાંદ દેખાય નહીં અને રોઝા રાખી લીધા પછી જણાય કે ચાંદ દેખાઇ ગયો છે. તો રોઝો છોડી દેવો જોઇએ.

૮. ચાંદ દેખાઇ જવાની જાણ ઝવાલથી પહેલાં થાય તો ઇદની નમાઝ તેજ દિવસે અદા કરી લેવી જોઇએ અને જો ઝવાલ પછી જાણ થાય તો ઇદની નમાઝ બીજા દિવસે અદા કરવામાં આવશે.

હઝરત અબૂ ઉમૈર તેમના કાકાઓથી જે નબી (સ.અ.વ.) ના સાથીઓમાંથી હતા વર્ણન કરે છે કે અમુક સવારો નબી (સ.અ.વ.) ની સેવામાં હાજર થયા અને ગવાહી આપી કે તેમણે ગઇકાલે (શવ્વાલનો) ચાંદ જોયો છે. જેથી નબી (સ.અ.વ.) એ સહાબાઓ રઝિ. ને હુકમ આપ્યો કે રોઝો તોડી નાંખો અને ફરમાવ્યું ''કાલે સવારે (ઇદની નમાઝ માટે) ઇદગાહ પહોંચો'' (અબુ દાઉદ સહીહ સુનન અબી દાઉદ લિલ્અલ્બાની હદીસ નં. ૧૦૨૬)

૯. નવો ચાંદ જોઈને આ દુઆ પઢવી મસ્નૂન (સુન્નતથી પ્રમાણિત) છે.

**''અલ્લાહુમ્મ અહિલ્લહુ અલૈના બિલ અમ્નિ વલ ઈમાન વસ્સલામતિ વલ ઈસ્લામ રબ્બિ વ રબ્બુકલ્લાહ''** (તિર્મિઝી, સહીહ સુનન તિર્મિઝી લિલ્અલ્બાની ભાગ-૩ હદીસ ૨૭૪૫)

અર્થાત : હે અલ્લાહ ! તું અમને અમન અને ઈમાન, સલામતી અને ઈસ્લામનું ચંદ્ર દર્શન કરાવ. હે ચંદ્ર ! મારો અને તારો રબ, અલ્લાહ જ છે.

# એ ઈમાનવાળાઓ !

"યા અય્યુહલ્લઝીન આમનુ કુતિબ અલૈકુમુ સ્સિયામુ-કમા કુતિબ-અલ-લ્લઝીન-મિન કબ્લિકુમ-લઅલ્લકુમ-તત્તકુન." (સુરએ બકરહ આયત નં. ૧૮૩-૧૮૭ સુધી)

તર્જુમહ : હે ઈમાનવાળાઓ ! તમારા પર રોઝા ફરજ કરવામાં આવ્યા છે. જેવી રીતે કે તમારી પહેલાના લોકો પર ફરજ કરવામાં આવ્યા હતાં જેથી તમે પરહેજગાર બની જાઓ.

અમુક દિવસો (એટલે કે રમઝાન માસમાં) રોઝા રાખો, પછી તમારામાંથી જે કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસોથી ગણતરી પુરી કરે. અને જેઓ રોઝા રાખવાની શકિત ધરાવતા ન હોય તો તેમના (શીરે) તેનો ફિદયહ (વળતર) એક મિસ્કીન (ગરીબ) ને ખવડાવવું છે. પછી જે કોઈ ખુશીથી (વધુ) નેકી કરે તો આ તેના માટે ઘણું સારૂં છે પણ જો તમે રોઝાની મહત્વતા સમજતા હો તો (આ હાલમાં પણ) રોઝો રાખવો તમારા માટે વધુ બહેતર છે.

(તે ગણતરીના દિવસો) રમઝાન માસ છે. જેમાં લોકોની હિદાયત (સદમાર્ગ) માટે કુર્આન શરીફ ઉતારવામાં આવ્યો. (જેમાં) હિદાયતની ખુલ્લી નિશાનીઓ છે અને તે હક અને બાતિલમાં જુદાઈ કરનાર છે. તો તમારામાંથી જે કોઈ આ માસ પામે તેને આ માસમાં જરૂર રોઝા રાખવા જોઈએ અને જે કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસોનાં રોઝાથી ગણત્રી પુરી કરે. અલ્લાહ તમારા માટે સહેલાઈ ચાહે છે અને તમને મુશ્કેલીમાં નાખવા માંગતો નથી. અને (કઝાનો પણ હુકમ આપ્યો કે) જેથી તમે ગણત્રી પુરી કરી લો.

વળી એટલા માટે કે તેણે તમને હિદાયત આપી તો તેના પર તમે અલ્લાહની કિબ્રીયાઈ બયાન કરતા રહો અને તેનો ઉપકાર માનો અને હે નબી ! જયારે મારા બંદા તને મારા વિશે પુછે તો તું કહી દે કે હું તો તમારી પાસેજ છું, જયારે કોઈ મારાથી યોગ્ય દુઆ માંગે છે તો તેની દુઆ કબુલ કરૂં છું. તો તેમને પણ મારી આજ્ઞાઓનું પાલન કરવું જોઈએ અને મારા પર ઈમાન લાવવું જોઈએ જેથી તેઓ નેકમાર્ગ પર આવે.

તમારા માટે રોઝાની રાતોમાં તમારી પત્નીઓ સાથે બેપરદા થવું હલાલ કરવામાં આવ્યું છે. તેઓ તમારા માટે પોશાક સમાન છે, અને તમે તેમના માટે પોશાક સમાન છો. અલ્લાહને તેની ખબર હતી કે તમે ખયાનત કરી પોતે ગુનાહમાં પડતા હતા તો અલ્લાહે તમને માફ કર્યા અને તમારાથી દરગુજર કરી, તો હવે તેમની સાથે મળો અને અલ્લાહે તમારા માટે જે કંઈ લખ્યું છે તેને હાંસીલ કરો. તેમજ (આ પણ છુટ છેકે) ત્યાં સુધી ખાઓ પીઓ કે તમને (અંધકારની) કાળી લીટીથી પ્રભાતની સફેદ લીટી સાફ અલગ દેખાવા લાગે. પછી રોઝાને (પ્રભાત) થી રાત આવતા સુધી પુરો કરો અને મસ્જિદમાં એઅતેકાફની હાલતમાં તમે તમારી પત્નીઓથી મેળાપ ન કરો. આ અલ્લાહની નક્કી કરેલી હદો છે માટે તમે તેની પાસે જતાં નહિ એવી રીતે અલ્લાહ બીજા હુકમો પણ લોકો

માટે બચાન કરે છે કે જેથી તેઓ નાફરમાનીથી બચે.

ઉપરોકત આયતોમાં પ્રદર્શીત કરવામાં આવ્યું છે કે રોઝા ઉમ્મતે મુહમ્મદ (સ.અ.વ.) ઉપર ફરજ કરવામાં આવેલ છે તેમજ રોઝા રાખવાનો હેતુ તકવા અને ખુદાખોફી બતાડવામાં આવ્યું છે. એવીજ રીતે કુર્આન શરીફ બાબત જાહેર કરવામાં આવ્યું કે તેનું ઉતરાણ રમઝાન મહીનામાંજ થયું છે.

માટે આ મહાન નેઅમતોનું રૂણ ચુકવવા આભાર અને શુક્રગુઝારી વ્યકત કરવા આ પવિત્ર રમઝાનનું એહતેરામ (આદર) કરી તેના ફરજ રોઝા રાખવામાં આવે, કુર્આન શરીફની વધુમાં વધુ તિલાવત, પઠન અને સદકાર્યો કરી અલ્લાહની નિકટતા (તકર્રૂબ) પ્રાપ્ત કરવી જોઇએ. અલ્લાહ સમગ્ર મુસ્લિમોને નેક તૌફીક આપે. આમીન.

## રોઝા રાખનારાઓથી થોડીક વાતો

રમઝાન શરીફનો મહીનો તે પવિત્ર અને બરકતવાળો મહીનો છે. જેમાં પળેપળ અલ્લાહની રહમત અને બરકતનો વરસાદ વરસે છે, મુસલમાનો માટે જરૂરી છે કે આ પવિત્ર માસની ગરીમા (તકદ્દુસ) ને જાળવી રાખી, ખરાબ કાર્યો અપશબ્દથી પરહેજ કરી ખુદા ખૌફી સાથે રોઝા રાખવાનું આયોજન કરે પરંતુ અફસોસ છે કે ઘણાખરા નાસમજ મુસલમાન ભાઈ-બહેનો પોતાને આ મહીનાની બરકતો ફાયદાઓથી દુર રાખે છે.

(૧) સામાન્ય રીતે જોવામાં આવે છે કે રમઝાનનાં શરૂઆતનાં દસકા (અશરહ) માં ઘણી ખરી મસ્જીદો નમાઝ પળનારાઓથી ઉભરાઈ જતી હોય છે અને પછી દિવસે-દિવસે નમાઝીઓની સંખ્યા ઘટતી જાય છે ને રમઝાનના છેલ્લા (અંતિમ) દિવસોમાં આ સંખ્યા એટલી હદે ઓછી થઇ જાય છે કે આ પવિત્ર માસ બીજા મહિનાઓ જેવો થઇ જાય છે. તેમજ ઘણા-ખરા લોકો ફકત રમઝાન માસમાંજ સઘળી ઈબાદત (બંદગી) અને તકવા પરહેઝગારી બધાજ કામો કરી લઇ, ઇદની નમાઝ પઢી, મીઠાઈયોં, ખીરપુરીઓની સાથે નમાઝ, તીલાવત અને બીજા નેકીના કામો પણ આરોગી જાય છે. આવા લોકોને પોતાનું આત્મ ચિંતન (અપને નફસકા મુહાસબહ) કરવું જોઈએ અને આવી ખોટી હરકત અને ગૈરસમજથી દુર રહેવું જોઈએ.

(૨) ઘણા લોકો રમઝાનનાં દિવસોમાં ખાવા-પીવા અને સંભોગ વિગેરેથી દુર રહે છે પરંતુ ખરાબ ચારિત્ર અને કુટેવો જેવી કે ગીબત (ચાળી), જુઠ, ગાળા ગાળી, ચોરી, ખયાનત, ખોટી ગવાહી, જુલમ, અન્યાય અને ખરાબ વર્તન કરતાં હોય છે. જેનાથી તેમના રોઝા રાખવાનો મકસદ અને હેતું મરીપરવારે છે. અને તેમનાં રોઝાની કબુલીયત (સ્વીકાર) ઉપર શંકા ઉતપન્ન થાય છે. અલ્લાહ તઆલા આવા લોકોની ઈસ્લાહ (સુધારણા) કરી સારા કામોની તૌફીક (પ્રેરણા) આપે. આમીન.

(૩) ઘણા લોકો રમઝાનમાં ઘણાજ ચીડીયલ સ્વભાવના થઇ જાય છે અને બીજા લોકો સાથે ખરાબ વર્તન કરી નાની અમથી વાતોમાં જગડી પડતાં જોવા મળે છે. આ સ્વભાવ

રોઝાની રૂહાનીયત (આત્મીયતા), ગરીમા અને તકાદાઓથી અજાણ હોવાનું પરીણામ છે.

નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, રોઝો ઢાલ છે જયારે તમારામાંથી કોઈ રોઝો રાખે તો અપશબ્દો અને ખરાબ વર્તન ન કરે, અલબત્ત બીજો કોઈ માણસ ગાળો આપે અથવા જગડો કરે તો રોઝેદાર ફકત એટલું જ કહે કે મેં રોઝો રાખ્યો છે કોઈ પ્રતિક્રિયા ન કરે. (સહી બુખારી)

(૪) ઘણા લોકો રોઝા તો રાખે છે, પરંતુ આખો દિવસ સુતા રહે છે અને ગજબની સુસ્તી અને કાયરતાનું પ્રદર્શન કરે છે, જયારે રોઝા એટલા માટે ફરઝ નથી કરવામાં આવ્યા કે લોકો સાવ બેકાર, સુસ્ત અને કાયર થઈ પોતાના રોજીંદા કામકાજથી દુર રહી આખોદિવસ સુઈને પસાર કરે. સહાબા (રઝિ.) અને સલફે-સાલેહીન આ મહિનાને બહુ મોટી નેઅમત સમજી પોતાને વધુમાં વધુ ઈબાદત, બંદગી, તીલાવતમાં રચ્યા-પચ્યા રાખી ઘરકામની જવાબદારીઓ પણ પાર પાડતા તેમજ જંગના મેદાનમાં બહાદુરી પૂર્વક જીવની બાજી લગાડી દુશ્મનો સાથે મુકાબલો કરતાં હતા. ઈસ્લામી ઈતિહાસની પ્રથમ અને સૌથી મોટી લડાઈ (મહાયુધ્ધ) ૧૭, રમઝાન હીજરી સન-૨ માં થઈ હતી.

(૫) ઘણા લોકો માહે રમઝાનને વર્ષનો ખાવા-પીવાનો મહીનો ગણી ઘણાંજ ઉડાઉપણા અને વ્યર્થ ખર્ચ (ફુજુલખર્ચી) કરતાં હોય છે જે રોઝાના હેતું, તકવા અને ખુદાખોફી સામે પડકારરૂપ છે માટે વચલા માર્ગે ચાલી ઉડાઉપણા અને ફુજુલખર્ચીથી પરહેજ કરવી જોઈએ.

(૬) ઘણા શહેરો અને ગામડાંઓમાં સહેરી જગાડવા માટે અમુક માણસો નક્કી કરવામાં આવે છે. જે ઘરેઘર સહેરી વિશેની શાયરી, ગીતો, બોલી, તબલા વગાડી દરવાજા ખખડાતા નીકળે છે. અમુક જગ્યાએ તોપ ફોળવામાં આવે છે, અથવા વિસલ વગાડવામાં આવે છે આ બધાં કામો સુન્નતથી સાબીત નથી. સહેરીમાં જગાડવા માટે સુન્નત તરીકો સહેરીની અઝાન દેવાનો છે. નબી (સ.અ.વ.) નાં મુબારક જમાનામાં સહેરી માટે નોખી અઝાન આપવામાં આવતી. હઝરત સાલીમ બિન અબ્દુલ્લાહ બયાન કરે છે કે નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું, બીલાલ (રઝિ.) જયારે અઝાન આપેતો તે સહેરીની અઝાન છે અને ત્યાર સુધી ખાતાં-પીતાં રહો, જયાર સુધી કે અબ્દુલ્લાહ બીન ઉમ્મેં મકતુમ અઝાન ન આપે. જયારે અબ્દુલ્લાહ બીન ઉમ્મે મકતુમ અઝાન આપેતો સહેરી ખાવા-પીવાનું બંધ કરી દો કેમકે તેમની અઝાન ફજરની નમાઝ માટે છે. (મોઅત્તા ઈમામ માલીક)

**“ચાલો આપણે સહુમળી સહેરીની અઝાનની સુન્નતને જીવંત કરીએ.”**

(૭) ઘણી ઓરતો રમઝાન શરીફની રાતોમાં પોતાના શોહર (પતિ) ને સંભોગ (હમ બિસ્તરી) કરવાથી રોકે છે અને તેને તકવા અને રમઝાનના એહતેરામ (આદર) વિરૂધ્ધ ગણાવે છે. જયારે આવો વિચાર શરીઅત મુજબ તદન ખોટો છે, ઈસ્લામે માત્ર દિવસમાં રોઝાહની હાલતમાં હમબિસ્તરીની મનાઈ ફરમાવી છે, રમઝાનની રાતોમાં તો છુટ આપવામાં આવી છે.

અલ્લાહએ ફરમાવ્યું "મુસલમાનો ! તમારા માટે રોઝાની રાતોમાં તમારી પત્નીઓ સાથે સોહબત, હમબિસ્તરીની છુટ આપવામાં આવે છે."(સુરએ બકરહ-આયાત નં. ૧૮૭)

(૮) કેટલીક સ્ત્રીઓ રમઝાનમાં પોતાના રોઝા ન રાખનાર શોહર (પતિ) માટે જમવાનું બનાવી તેમને સપ્રેમ જમાડતી હોય છે અને તેને શોહરની ઈતાઅત અને ફરમાબરદારી ગણે છે આ ફરમાબરદારી યોગ્ય નથી. આવી, સ્ત્રીઓ ઉપર જરૂરીછે કે તેઓ પોતાના શોહરોને નસયત કરે. વગર કારણે રોઝો છોડી દેવાનો ગુનાહ અને સજાથી વાકેફ કરે અગર પતી આનાકાની કરેતો સદ્ભાવે સારી રીતે જમવાનું બનાવી આપવાનું ઈન્કાર કરીદે, કેમકે જે કામમાં અલ્લાહની નાફરમાની થતી હોય તેમાં શોહરની ફરમાબરદારી કરવી. (વાત માનવી જાઈઝ નથી.) (અબુદાઉદ)

(૯) કેટલાક લોકો રોઝા તો રાખે છે અને રમઝાનનો એહતેરામ આદર સત્તકાર પણ કરે છે પરંતુ નમાઝ નથી પઢતાં ફકત રોઝાને મોટી નેકી સમજે છે. આ વિચાર પણ ખોટો છે હકીકતમાં રોઝો અને નમાજ બન્ને એકબીજા માટે જરૂરી છે. બન્ને ફરજ ઈબાદતો છે અને રોઝા માટે નમાઝ, શરીર (ધડ) માટે માથાંની માફક જરૂરી છે. એક ફરજને અદા કરવા માટે બીજા ફરજને મુકી શકાય નહીં.

અલ્લાહએ ફરમાવ્યું, "તેમની ખૈર-ખૈરાત કબુલ નહીં થવાનું તેના સીવાય બીજું કોઈ કારણ નથી કે તેમણે અલ્લાહ સાથે અને તેના રસુલ સાથે કુફ્ર કર્યું છે. અને તેઓ નમાઝ માટે આવે છે તો આળસ કરતા આવે છે અને તેઓ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે તો અનિચ્છાએ ખર્ચ કરે છે." (સુરએ તવબહ, આયત-૫૪)

અલ્લાહથી દુઆ છે કે અલ્લાહ આ પવિત્ર મહીના રમઝાનને આપણી ફતેહ અને મદદનો મહીનો બનાવી આપણને આપણા નફસ (આત્મા) ની શુધ્ધી અને જાળવણીની તૌફીક આપી સલામતી તંદુરસ્તી સાથે આવા ઘણા રમઝાન નસીબ કરે... આમીન.

## રોઝહની ફઝીલત

રોઝો એ ઈસ્લામી ઈબાદતો પૈકી એક મહાન ઈબાદત છે જેની ફઝીલત અંગે કુર્આનની ઘણી આયતો અને હદીષો આવેલી છે અલ્લાહતઆલા ફરમાવે છે કે,

યા-ઐયુહલ્લઝીન-આમનૂ-કુતિબ અલૈકુમુસ્સિયામુ-કમા કુતિબ અલલ્લઝીન-મિનકબ્લિકુમ-લઅલ્લકુમ-તત્તકુન. (સુરએ બકરહ ૧૮૩)

હે મોમીનો, તમારી ઉપર રોઝાઓ ફરજ કરવામાં આવેલ છે. જેવી રીતે તમારી પહેલાના લોકો ઉપર ફરજ હતા. શકય છે કે તમે મુત્તકી બની જાઓ.

હઝરત અબુ હુરૈરહ (રઝિ.) બયાન કરે છે કે, જે ઈમાન અને નિખાલસતા (ઈખલાસ) સાથે રમઝાનનો રોઝો રાખે, તેના પાછલા (થઈ ગયેલા) ગુનાહો માફ થઈ જશે. (બુખારી/મુસ્લિમ મર્ફૂઅ હદીષ)

બીજી જગ્યાએ ફરમાન છે કે, પાંચ વખતની નમાઝો અને જુમ્અહથી જુમ્અહ સુધી (અઠવાડિયા સુધી) અને રમઝાનથી રમઝાન સુધી તેના દ્વારા થતા ગુનાહોનો કફફારો (નિરાકરણ) છે. શરત એ કે, તે મોટા ગુનાહો આચરવાથી દૂર રહે. (મુસ્લિમ)

એક હદીષે કુદસીમાં અલ્લાહતઆલા ફરમાવે છે કે, ઈન્સાનના દરેક અમલનો અજ્ર (વળતર) દસથી લઈને સાતસો ગણુ હોઈ શકે છે. પરંતુ રોઝહ ખાસ મારા માટે જ છે. માટે તેનો વળતર હું જ આપીશ. બંદાએ મારા કારણે, ખાવું-પીવું અને નફસની ખોટી ભાવનાઓ વિકારોને છોડેલ છે. (મુસ્લિમ) રોઝાની ફઝીલત માટે અમુક હદીષો રજૂ કરીએ છીએ.

(૧) અલ્લાહતઆલાએ તમામ અમલોની અંદર ફકત રોઝહના અમલને જ પોતાના માટે ખાસ કરેલ છે કેમ કે, તેનો રહસ્ય અલ્લાહ અને તેના બંદા વચ્ચેનો અંગત મામલો છે.

ઘણી વખત, ઘણી જગ્યાએ ઈન્સાન એકલો હોય છે. ત્યાં તેને કોઈ જોઈ ન શકે, એવી રીતે ખાવું-પીવું તેમજ તેની મનોકામનાઓને પૂરી કરી શકે છે. પરંતુ રોઝહનો પ્રભાવ અને અલ્લાહનો ડર, ખૌફ તેને તે વસ્તુ પાસે જવાથી દૂર રાખે છે. એટલા માટે જ રોઝાને અલ્લાહ અને તેના બંદા વચ્ચે ખાસ કરવામાં આવેલ છે અને જેનો ફળ (ફાયદો) કયામતના દિવસે જાહેર થશે. જેમ કે, સુફિયાનબિન ઉયયનહ ફરમાવે છે કે, કયામતના દિવસે જયારે અલ્લાહ બંદાનો હિસાબ લેશે ત્યારે તેના તમામ અમલો તેના ઝુલ્મ અને ગુનાહોના બદલે વહેંચાઈ ખલાસ થયા બાદ જયારે રોઝહનો અમલ બાકી રહેશે ત્યારે અલ્લાહતઆલા તેના તમામ ઝુલ્મોની અદાયગી માટે સ્વયં પોતે ઝામિન (જામિન) બનીને રોઝાના બદલે તે વ્યકિતને અલ્લાહ જન્નતમાં દાખલ ફરમાવી દેશે.

(૨) તમામ નેક અમલોના વળતરમાં વધારો સંખ્યાની ગણતરીમાં રાખેલ છે પણ રોઝહ માટે સંખ્યાની ગણતરી નથી રાખી તેના ઉપરથી આપનારનો સ્થાન અને તેની હૈષિયત કેવી જાજરમાન હશે ? તેનો અંદાજ લગાવો તે એટલા માટે કે, એક રોઝેદાર અલ્લાહની તાબેદારી કરી તેના મનાઈ (નિષેધ) હુકમો તેમજ તેના લીધે તેની ઉપર પડતી મુશ્કેલીઓ ઉપર સબર કરે છે, તો અલ્લાહ સબ્ર કરનારાઓ વિશે ફરમાવે છે કે,

ઈન્નમા યુવફફસ્સાબિરૂન-અજરહુમ-બિગૈરિ હિસાબ. (સુરએ ઝુમર ૧૦) સબ્ર કરનારાઓને હિસાબ વગર પૂરેપૂરૂં (વળતર) આપવામાં આવશે.

(૩) રોઝો ઢાલ છે જે રોઝદારને દરેક બુરાઈઓ અને બેશરમ કર્મોથી બચાવે છે. કહેવામાં આવેલ છે કે, તમે રોઝહની હાલતમાં બુરાઈઓ/બેશર્મીના દુષ્કૃત્યોથી બચતા રહો. વધુમાં તે જહન્નમથી બચાવે છે. ફરમાવ્યું કે રોઝહ એક ઢાલ છે તેના દ્વારા બંદો પોતાને જહન્નમની આગથી તેનું રક્ષણ કરે છે.

(૪) રોઝદારના મોઢાની વાસ અલ્લાહની નજરે કસ્તુરીની સુગંધ કરતા પણ વધુ પ્રિય હોવું રોઝહની મહાનતા અને ફઝીલત (મહત્વતા) ની ખુલ્લી દલીલ છે.

(૫) રોઝદારના માટે ખુશીના બે સમય છે એક તો રોઝહની ઈબાદત જેવી નેઅમતને પૂર્ણ કરવાનો સમય (સાંજે-ઈફતાર) અને રોઝહની હાલતમાં હરામ કામો કરવાથી બચવું જરૂરી હતું જેમ કે, (ખાવું-પીવું તેમજ સંભોગ વિ.) રોઝહ છોડયા પછી તેની છૂટછાટ અને બીજો સમય અલ્લાહતઆલાથી મુલાકાત કરતી વખતે જયારે કે, કહેવામાં આવશે કે, રોઝદારો કયાં છે ? તેમજ જન્નતનો દરવાજો બાબુરૈયાનમાંથી રોઝદારો સિવાય કોઈને પણ તેમાંથી પસાર થવાની પરવાનગી નહીં અપાય. તે સિવાય એક રોઝદારને હદીષ દ્વારા માર્ગદર્શન આપવામાં આવે છે કે, ગાળ બોલનાર વ્યકિત વિરૂદ્ધ તેના જેવી હરકત ન કરે. પરંતુ તેને ફકત એટલું કહી દે કે ભાઈ હું રોઝહ રાખેલો છું જેથી રોઝહની અદબ (મર્યાદા) તેમજ પોતે કમજોર હોવાની જાણ મુકાબલો કરનારને આપી શકે.

વધુમાં રોઝો કુર્આનની જેમ રોઝદાર માટે સિફારિશ (ભલામણ) કરશે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝિ.) બયાન કરે છે કે, રોઝો અને કુર્આન કયામતના દિવસે બંદાની સિફારિશ કરશે. રોઝો કહેશે કે, હે મારા રબ ! તેને મેં ખાવા-પીવાથી તેમજ સંભોગથી રોકી રાખેલ હતું. તેના વિશે મારી સિફારિશ કબૂલ ફરમાવ. બન્નેની સિફારિશ કબૂલ કરવામાં આવશે.

રોઝાની ફઝીલત ત્યારે મળશે જયારે તેના આદાબ નિયમોનુ સંપૂર્ણ પાલન કરવામાં આવે.

## રમઝાનના રોઝાઓ

રમઝાનના રોઝાઓ ઈસ્લામનો મૂળભૂત અમલ અને જરૂરી અસાસ (બુનિયાદ) છે. કુર્આન મજીદમાં સુરએ બકરહ આયત નં. ૧૮૩/૧૮૪ અને ૧૮૫માં અલ્લાહતઆલા ફરમાવે છે કે, હે મોમિનો તમારી ઉપર રોઝાઓ ફર્ઝ કરવામાં આવેલ છે. જેવી રીતે આગળની વીતેલી કૌમ (ઉમ્મત) ઉપર ફર્ઝ કરવામાં આવ્યા હતા. એ આશા સાથે કે તમે મુત્તકી પરહેઝગાર બની શકો. રમઝાનના અમુક દિવસો (ગણતરીના દિવસો) છે. જો તમારામાંથી કોઈ આ દિવસોમાં બીમાર પડી જાય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસોમાં (રોઝા) પૂરા કરી લે અને જે લોકો (રોઝો રાખવાની) શકિત ધરાવતા નથી તેઓ એક મિસ્કીન (ગરીબ) ને ફિદયહ (વળતર) તરીકે ભોજન ખવડાવે અને જેણે તતવ્વુઅનકારખૈર (ફરજીયાત સિવાયની ઈબાદત) કરી લીધું તે તેના માટે બહેતર છે અને રમઝાન જ તે મહીનો છે જેની અંદર કુર્આન લોકોની હિદાયત માટે હિદાયતની દલીલ રૂપે તેમજ સત્ય અને અસત્યની વચ્ચે ફરક કરી બતાવનાર બનાવી અવતરિત કરવામાં આવ્યુ, જે આ રમઝાન મહીનાને મેળવે, તેને રોઝાઓ રાખવા જોઈએ અને જે બીમાર તેમજ મુસાફરીમાં હોય તે રમઝાન સિવાય બીજા દિવસોમાં પૂરા કરી લે, (કેમ કે) અલ્લાહ તમારી સાથે આસાની (સરળતા) કરવા ચાહે છે સખત/કઠોરતા કરવા નથી ચાહતો અને

(રોઝાઓની) ગણતરી પૂરી કરો અને અલ્લાહે ચીંધેલ હિદાયત પ્રમાણે તેના ગુણ ગાઓ જેથી તમે તેના એહસાન ચૂકવનારા બંદાઓ બની શકો.

આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, ઈસ્લામની ઈમારત પાયાના પાંચ સ્તંભો ઉપર આધારિત છે. અલ્લાહની ગવાહીનો એકરાર/નમાઝ કાયમ કરવી/ઝકાત અદા કરવી/બૈતુલ્લાહનો હજ કરવું/અને રમઝાનના રોઝાઓ રાખવા. (બુખારી/મુસ્લિમ)

રમઝાનના રોઝાઓ ફરજ હોવા વિશે ઉમ્મતનો ઈજમાઅ (સર્વસહમતિ) છે, જે કોઈ તેનો ઈન્કાર કરે તે મુર્તદ (ધર્મથી ફરી ગયેલ) છે. અગર તૌબા કરી લે તો ઠીક નહીંતર તેને કતલ કરવામાં આવે અને તેને ગુસલ કફન આપ્યા વગર અને તેની નમાઝે જનાઝહ પઢાવ્યા વગર, મુસલમાનોના કબ્રસ્તાનથી દૂર એક ખાડો ખોદી તેમા દફન કરી દેવામાં આવે.

રોઝાઓ હિજરી સન-૨ મા ફર્ઝ થયા. શરૂઆતમાં રોઝાઓ એક અગત્યનો મહત્વપૂર્ણ અમલ કરાર આપવાની સાથે અલ્લાહતઆલાએ બંદાઓને છૂટ આપી હતી કે, ઈચ્છા હોય તો રોઝો રાખો નહિતર તેના બદલમાં એક મિસ્કીન (ગરીબ) ને ભોજન ખવડાવી દો. પણ જયારે આ આયત નંબર ૧૮૫ (ફમનશહિદ-મિન્કુમુશ્શહરફલ્યસુમ્હુ થી વલઅલ્લકુમ તશ્કુરૂન) ઉતરી તો બંદાઓનો એ અધિકાર (એ છૂટ) ખલાસ થઈ ગયું અને દરેક પુખ્ત વયના લોકો સ્ત્રી-પુરૂષો તેમજ જેને કોઈ વાંધો ન હોય તેમની ઉપર ફર્ઝ થઈ ગયા.

## સાઈમીન (રોઝેદારો) ના પ્રકાર

આ પહેલાં આપને એ વાત બતાવી દેવામાં આવેલ છે કે, શરૂઆતમાં રોઝહ ફર્ઝ બે તબક્કાઓમાં થયા હતા. ત્યારબાદ રોઝાઓમાં કરવાના કામો સંપૂર્ણ નક્કી થઈ જતા. રોઝહ રાખવા માટે લોકોનું દશ પ્રકારે વર્ગીકરણ થઈ ગયું.

(૧) રોઝહની અદાયગી નિયત સમયે દરેક સમજબુદ્ધિ ધરાવતા, પુખ્ત વયના, સ્થાનિક, કોઈ જાતના વાંધાઓ વિનાના મુસલમાન ઉપર કિતાબ અને સુન્નતથી તેમજ ઉમ્મતની સર્વસહમતિથી સાબિત થયેલ છે. અલ્લાહતઆલાનો ફરમાન છે કે, ફમનશહિદ મિન્કુ-મુશ્શહ-રફલ-યસુમ્હુ (સુરએ બકરહ ૧૮૫) જે વ્યકિતને પણ રમઝાન મહીનો મળે તેની ઉપર રોઝાઓ રાખવાનું જરૂરી છે. બસ ! એક બીનમુસ્લિમ ઉપર ન રોઝાઓ ફર્જ છે અને ન તો તેના રોઝાઓ માન્ય ગણાશે. ત્યાં સુધી કે બિનમુસ્લિમ ઈસ્લામ લાવ્યા પહેલાં છૂટેલા રોઝાઓની કઝા પણ કરશે નહીં. અલબત રમઝાન માસમાં દિવસ દરમ્યાન ઈસ્લામ લાવનારાને જે તે દિવસના બાકી ભાગમાં કંઈપણ ખાવું-પીવું નહીં. કેમ કે, તે ઈસ્લામ લઈ આવતા જ શરીઅતના હુકમોને આધીન લેખાશે.

(૨) બાલ્યવસ્થા (બાળકની ઉંમર) એ રોઝાઓ રાખવા ફર્ઝ નથી. જેમ કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) નું ફરમાન છે કે, (અહમદ, અબુદાઉદ, નસઈ) નીંદમાં સૂતેલો માણસ, નાની

ઉમરનો (બાલ્યાવસ્થા) તેમજ પાગલ આ ત્રણેય પ્રકારના લોકો મરફૂઉલ કલમ (જેની ઉપર પકડ થવાની કલમ ન લાગે) (નિર્દોષ) ગણાય છે. અલબત સલ્ફ સ્વાલેહીન (નેકપૂર્વજો) ના નેક કાર્યોને અનુસરી વાલીઓ તેમના બાળકોની અંદર રોઝાઓ રાખવાની ક્ષમતા પ્રમાણે તેમને રોઝાઓ રાખવા માટે પ્રોત્સાહન આપે. સહાબાઓ તેમના બાળકોને રોઝા રાખવાની ટ્રેનીંગ એવી રીતે આપતા કે, તેમને રોઝાઓ રખાવી તેમની સાથે રૂઈની ઢીંગલીઓ (રમકડાઓ) રાખતા અને મસ્જિદમાં બાળકોને સાથે લઈ જતા. બાળક રડવા લાગે તો તે રમકડાંઓ દ્વારા તેમને બેહલાવતા.

અફસોસ ! આજે તો ઘણા લોકો બચ્ચાઓમાં રોઝો રાખવાનો હરખ તેમજ શકિત હોવા છતાં રોઝાઓ રાખવાથી રોકે છે અને એ વસ્તુને તેઓ બાળક સાથે હમદર્દી અને વ્હાલ (હેત) ગણે છે. પરંતુ ઈસ્લામી શઆઈર (ઈસ્લામી નિયમો, ચિહ્નો) ને આધીન બચ્ચાઓને કેળવવું એ જ અસલી હેત અને હમદર્દી છે. એવી રીતભાતથી બચ્ચાઓની સાથે સ્વયં પોતાની જાત ઉપર પણ જુલમ કરી રહ્યા છે. અલબત નુકસાન પહોંચતું હોય તો રોઝાઓ રાખવાથી રોકી શકાય છે. યાદ રહે કે, બાળકમાંથી પુખ્તવયે પહોંચવાની નિશાનીઓ તરીકે ચુવાધાતુ નીકળવું, નાફ (દૂંટી) નીચે વાળ ઉગવા, ૧૫ વરસની ઉંમર થઈ જવી અને છોકરીઓ માટે આ ત્રણ વસ્તુની સાથે એક ચોથી નિશાની માસિકસ્ત્રાવ પણ છે. (યાદ રહે, નારી જાતિની યુવાવસ્થાએ પહોંચવાની ઓળખ માસિકસ્ત્રાવ છે પછી આ સ્ત્રાવ ૧૫ વરસ કરતા નાની ઉંમરે થાય તો પણ રોઝાઓ ફર્ઝ થઈ જશે.)

(૩) મજકૂર હદીષમાં મજનૂન (પાગલ) ઉપર રોઝહ ફર્ઝ નથી. કેમ કે, પાગલ માણસની અંદર નિય્યત અને ઈરાદાઓ (નિશ્ચય) ની ખોટ હોય છે અને ઈબાદત (બંદગી) કબૂલ થવાનો આધાર નિયત ઉપર રહેલો છે. જયારે-જયારે પાગલપણાના ઝનૂનમાં રાહત હોય (શાંત ચિત્ત હોય) તેવી સ્થિતિમાં તેને રોઝો રાખવું પડશે. ઝનૂન ચડવાની સ્થિતિમાં તેને રોઝો રાખવું માફ છે. પણ ઝનૂન જો દિવસમાં ચડયો હોય તો તેનું રાખેલ રોઝો માન્ય ગણાશે. કેમ કે, રોઝાની નિય્યત કરતી વખતે તે શાંત હતો. (તેના હોશ/હવાશ દુરસ્ત હતા) અલબત દિવસના કોઈ સમયે તેનો ચિત્ત શાંત હોય તો તે દિવસનો છૂટેલ રોઝો તેને કઝા કરવું નહીં પડે પણ દિવસનો બાકી સમય તેને ખાવું-પીવું છોડવું પડશે.

(૪) એવા ઘરડા માણસ ઉપર રોઝો અથવા રોઝહનો કફ્ફારો (વળતર) નથી કે જે સ્મરણશકિત/ફરક કરવાની શકિત ગુમાવી બેઠો હોય. (ભાન ભૂલેલો થઈ ગયો હોય) અને એવો ઘરડો માણસ નાના બાળક તરીકે ગણાશે. અલબત જયારે તેની ઉપર ઉપરોકત અવસ્થાઓ છવાયેલી ન હોય તો તે હાલમાં તેને રોઝો રાખવું વાજિબ છે. અને નમાઝ માટે પણ તેના માટે રોઝાઓ જેવો હુકમ છે.

(૫) કાયમી બીમાર રહેનાર માણસને પણ રોઝો રાખવાની મુકિત છે કે જેના ઠીક થવાની કોઈ શકયતા ન હોય, કેમ કે એવો માણસ ક્ષમતા ધરાવનાર હુકમમાં ગણાશે. જયારે કે, રોઝહ માટે ક્ષમતા (શકિત) હોવી જરૂરી છે. અલ્લાહતઆલા ફરમાવે છે કે, ‘‘ફત્તકુલ્લાહ

મસ્તતઅતુમ.'' (સુરએ તગાબુન ૧૬) અલ્લાહતઆલાથી તમારી શકિત/ક્ષમતા પ્રમાણે ડરતા રહો. દરેક છૂટેલા રોઝાઓના સ્થાને એક ગરીબ માણસને ભોજન જમાડવું જરૂરી છે કેમ કે, અલ્લાહતઆલાએ ભોજન જમાડવાનું રોઝહના બદલ તરીકે એ સમયે કરાર આપેલ હતો કે, જયારે શરૂઆતમાં રોઝાઓ ફરજ થયા ત્યારે રોઝો ન રાખવું હોય તો તેના બદલમાં એક માણસને ભોજન જમાડવાનો લોકોને અખ્ત્યાર આપવામાં આવ્યો હતો.

(૬) અગર મુસાફિર મુસાફરી એ હેતુએ કરતો હોય કે, (મુસાફરી કરવાથી) તેને રોઝહ રાખવાથી છૂટકારો મળી જાય અથવા તેને ખાવા-પીવાની શરીઅત દ્વારા છૂટ મળી જાય તો (યાદ રાખો) એવા બહાના હેઠળ રોઝાઓ છોડી દેવા હરામ છે. અને તેવા મુસલમાનને રોઝાઓ રાખવા વાજિબ છે. પરંતુ જો એવો બહાનારૂપી ઈરાદો ન હોય અને કોઈ જરૂરીયાત હેઠળ મુસાફરી કરતો હોય તો શરીઅત તેને અખ્ત્યાર આપે છે કે, તે રોઝો રાખે અથવા ન રાખે. પછી મુસાફરી લાંબી હોય અથવા ટૂંકી, કાયમી હોય અથવા હંગામી. જેમ કે અલ્લાહનો ફરમાન છે કે, ''વમન-કાન-મરીઝ-ઓ-અલાસફરિન-ફઈદદતુમ-મિનઐયામિન-ઉખર, યુરીદુલ્લાહ-બિકુમુલ- યુસ્ર-વલા-યુરીદુ-બિકુમુલ-ઉસ્ર.''
(સુરએ બકરહ ૧૮૫).

તમારામાંથી જે વ્યકિત બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો તેને છૂટ છે કે બીજા મુનાસબ દિવસોમાં (છોડેલા) રોઝાઓની કઝા રાખી લે. (કેમ કે) અલ્લાહતઆલા તમારી સાથે આસાની કરવા ચાહે છે સખ્તાઈ (કરવા) નથી ચાહતો.

હઝરત અનસ બિન માલિક (રઝિ.) કહે છે કે, અમે નબી (સ.અ.વ.) ની સાથે મુસાફરી કરતા હતા તો રોઝહ રાખનારાઓ, રોઝહ ન રાખનારાઓને ઈફતાર કરવાથી અને રોઝહ ન રાખનારાઓ, રોઝહ રાખનારને રોઝહ રાખવાથી ઈન્કાર કરતા ન હતા. અગર મુસાફરી દરમિયાન સખત ગરમીના કારણે વાહનના ડ્રાઈવરને રમઝાનનો રોઝહ ભારી પડતો હોય તો તે રમઝાનના રોઝાઓ ઠંડા દિવસોમાં રાખી લે. પણ રોઝો રાખવું અને ન રાખવું બન્ને સમાન હોય તો શ્રેષ્ઠ એ છે કે, રોઝો તોડે નહીં, પૂરો કરી લે. જેથી રોઝહ રાખવાની જવાબદારીમાંથી જલ્દી છૂટકારો તેમજ આપ (સ.અ.વ.) ની તાબેદારી પણ થઈ જાય છે. જેમ કે, અબુદર્દા (રઝિ.) બયાન કરે છે કે, અતિશય ગરમીમાં અમે રસુલુલ્લાહ (સ.અ.વ.) ની સાથે રમઝાનમાં મુસાફરી માટે નીકળ્યા, અતિશય ગરમીના કારણે કેટલાક લોકો પોતાના માથાઓ ઉપર હાથ રાખી છાયો કરેલ હતો ત્યારે આપ (સ.અ.વ.) તેમજ અબ્દુલ્લાહ બિન રવાહા સિવાય બીજા કોઈએ રોઝો રાખ્યો ન હતો. (મુસ્લિમ)

અગર રમઝાનનો રોઝો મુસાફરને મુસાફરીમાં આકરો પડતો હોય તો તે રોઝો તોડી દે. કેમ કે તકલીફ વેઠી રોઝો રાખવું ગુનાહ છે. (મુસાફરીમાં) આપ (સ.અ.વ.) ને કહેવામાં આવ્યું કે, કેટલાક લોકોએ રોઝો રાખેલ છે (ત્યારે) આપ (સ.અ.વ.) એ બે વખત ફરમાવ્યું કે, એ જ લોકો નાફરમાન છે. (મુસ્લિમ)

અગર મુસાફર રમઝાનમાં કોઈવાર દિવસના કોઇ વખત રોઝહ ન રાખેલી હાલતમાં ઘરમાં આવી જાય તો તે દિવસનો તે રોઝો રાખશે નહીં. કેમ કે ફરજીયાત રોઝહની નિય્યત તુલૂએફ્જ (સૂર્યોદય) ના સમયે જ હોવી જરૂરી છે. અલબત તે દિવસે બાકી સમયમાં ખાવા-પીવાનું છોડી દેવું ઉલમાઓની નજરે જુદો-જુદો મત છે. કેટલાક ઉલમાઓ કહે છે કે, દિવસની શરૂઆતના ભાગમાં તેણે ખાઇ લીધું હોવાને કારણે રોઝહનો અદબ જાળવવાનો હેતુ નથી રહ્યો. એટલે તેની ઉપર ફકત રોઝહ કઝા રાખવું જ વાજિબ છે અને તેથી બાકી સમયમાં ખાવું-પીવું છોડી દેવું જરૂરી નથી. જેમ કે, અબ્દુલ્લાહ બિન મસઉદ (રઝિ.) ફરમાવ્યા કરતા કે, જે વ્યકિત દિવસના શરૂઆતમાં ખાઇ-પી લે તો તે બાકીના સમયમાં પણ ખાઇ પી લે.

(૭) એવો દર્દી કે જેના સાજા થઇ જવાની શકયતા હોય તેની ત્રણ હાલતો છે.

(અ) જો દર્દીને રોઝો રાખવું ભારી ન પડતો હોય તેમજ હાનિકારક ન હોય તેવા દર્દીને રોઝો રાખવું વાજિબ છે. (કેમ કે તેને કોઇ વાંધો નથી)

(બ) જો રોઝો રાખવું તેને ભારી પડતો હોય પણ રાખવાથી તેને કોઇ નુકસાન ન પહોંચતું હોય તો અલ્લાહનો હુકમ, ''ફમનકાન-મિન્કુમ-મરીઝનઅવ-અલા- સફરિન.'' પ્રમાણે તેને છૂટ છે કે, રોઝો ન રાખે. (કેમ કે) એક હદીષમાં આવે છે કે અલ્લાહત્આલા છૂટ અખ્તિયાર કરવાને પસંદ કરે છે અને ગુનાહ અપનાવવું નાપસંદ સમજે છે.
(અહમદ, ઇબ્નેહિબ્બાન, ઇબ્નેખુઝૈમહ)

(ક) જો રોઝો રાખવાથી નુકસાન થતું હોય તો રોઝો તોડી નાખવું વાજિબ છે અને રોઝો પૂરો કરવો જાઇઝ નથી. અલ્લાહતઆલા ફરમાવે છે કે, ''વલાતકતુલૂ-અનફુસકુમ-ઈન્નલ્લાહ-કાન-બિકુમ રહીમા.'' (સુરએનિસાઅ ૨૯)

સ્વયં પોતાને હલાક (આત્મઘાત) ન કરો. અલ્લાહતઆલા તમારી ઉપર મહેરબાન છે. આપ (સ.અ.વ.) ફરમાવે છે કે, તમારા નફસ (આત્મા,જાન) નો તમારી ઉપર હક્ક છે. (બુખારી)

અગર રમઝાનના રોઝહ દરમિયાન કોઇ એવી બીમારી/દર્દ પેદા થઇ જાય કે જેના લીધે રોઝો પૂરો કરવું મુશ્કેલ હોય તો એવી હાલતમાં રોઝો છોડી નાખવું જાઇઝ છે અને જો રમઝાન મહીનામાં જ તે સાજો થઇ જાય અને દર્દી તે દિવસે રોઝહથી ન હોય તો તે દિવસે રોઝો રાખવું દુરસ્ત નહીં ગણાય. પરંતુ તે દિવસ બાકીના સમયમાં ખાવા પીવાનું છોડી દે.

જો દર્દી વિશે ડોકટર રીપોર્ટ આપે કે રોઝો જ દર્દીને બીમારીમાંથી સાજો થવા માટે નડતર રૂપ છે તો એવી પરિસ્થિતિમાં બીમારીથી બચવા માટે અને તેના દર્દથી રક્ષણ મેળવવા માટે રોઝો છોડી શકાય છે. બીમારીઓનો જોખમ ટળી જતા (સાજો થતાં) જ છૂટેલા રોઝાઓ કઝા રાખી લે. પણ જો જોખમ ટાળવાનું શકય ન હોય તો રોઝાઓ ન રાખે અને દરરોજ એક ગરીબને ભોજન ખવડાવતો રહે.

# રોઝહની હિકમત

દીને ઈસ્લામ હિકમત અને રહમત (શાણપણ અને રહમત) ઉપર આધારિત છે. અલ્લાહતઆલાએ દરેક ઉપર પોતાના હુકમોને તેની મર્યાદા રાખીને વાજિબ કરેલ છે. જેથી દરેક માણસ ખુશ થઈને હરખભેર તેને અદા કરી શકે.

અલ્લાહતઆલા ઘણોજ બુદ્ધિમાન છે. અલ્લાહે તેના પૈદા કરેલા ઈન્સાનો માટે ઈસ્લામી શરીઅતનો પાયો (બુનિયાદ) ઘણી જ સમજદારી પૂર્વક નાખેલ છે. તેના પૈદા કરેલ ઈન્સાનોને એવી ઈસ્લામી શરીઅત આપી છે કે જેનાથી ઈમાન (નિષ્ઠા) મા વધારો અને ઈબાદત બંદગીમાં કમાલ, પુર્ણતા, સુંદરતા હાસલ થઈ શકે. એવી વિરલ સમજદારી પૂર્ણ ઈસ્લામી શરીઅતને ઘણા લોકોએ સફળતાપૂર્વક હાંસલ કરી લીધી અને ઘણા તેને હાંસલ કરવાથી વંચિત રહ્યા. એ અલ્લાહ પાસેથી મેળવવા માટે વિનંતી કરવાની ઉણપ તેમજ આપણા ઈલ્મની કમી હોવાની ખૂલ્લી દલીલ છે. જેમ કે, અલ્લાહતઆલા પોતે ફરમાવે છે કે, "વમા ઉતીતુમ-મિનલ ઈલ્મિ-ઈલ્લા-કલીલા." (સુરએઈસ્રાઅ) તમને ઈલ્મ ઘણો ઓછો દેવામાં આવેલ છે.

અલ્લાહતઆલાએ ઈબાદતોના હુકમોનું અમલીકરણ અને મામલાઓની ગોઠવણી (વ્યવસ્થા) ફકત પોતાના ખાલિસ (નિર્મળ, નિખાલસ) બંદાઓ અને સ્વાર્થી/મતલબી બંદાઓ વચ્ચે કસોટી કરી તારણ કાઢવા માટે કરેલ છે. એ જ કારણે જુદી જુદી ઈબાદતો એ જ સમજ/બુદ્ધિના આધારે રચાયેલી છે. અલ્લાહતઆલા ફરમાવે છે કે, "વલિ-યુમહહિસલ્લઝીન આમનૂ." અને જેથી અલ્લાહ મોમિનોને જુદા તારી શકે. (આલેઈમ્રાન ૧૪૧)

**રોઝહની અંદર રહેલી અલ્લાહની હિકમત (ગરિમા) માંથી અમુક નીચે પ્રમાણે છે.**

(૧) રોઝહ અલ્લાહની બંદગી છે જેમાં બંદો પોતાની દુનિયાની લિજ્જતોને એક ખાસ નક્કી સમયે છોડી દઈ અલ્લાહની નજદીકી હાંસલ કરે છે. બંદાના ઈમાનની સચ્ચાઈ અને ઈબાદત, બંદગીની શ્રેષ્ઠતા અને અલ્લાહની સાથે ખૂબ જ મોહબ્બત હોવાની નિશાની છે. કેમે કે બંદો કોઈપણ મનગમતી વસ્તુને તેના કરતા શ્રેષ્ઠ અને કિમતી વસ્તુ મળી જતાં જ છોડે છે.

(૨) રોઝહના કારણે ઈન્સાનના દિલમાં અલ્લાહનો ડર પૈદા થાય છે. ફરમાન છે કે "હે મોમિનો તમારા ઉપર રોઝાઓ ફર્ઝ કરવામાં આવેલ છે, જેવી રીતે તમારી પહેલાના લોકો ઉપર ફર્ઝ કરાયા હતા. શકય છે કે તમારી અંદર તકવો પૈદા થઈ જાય." (સુરએ બકરહ ૧૮૩)

એજ કારણ છે કે, રોઝેદાર જયારે ગુનાહ કરવાનો ઈરાદો કરે છે ત્યારે તે તેના રોઝહથી હોવાને યાદ કરે છે અને તે ગુનાહ આચરવાથી રોકાઈ જાય છે. અને આપ (સ.અ.વ.) એ રોઝદારને તાલીમ પણ આપેલ છે કે, કોઈ ગાળ (અપશબ્દ) આપે તો તેને કહી દો કે, ભાઈ હું રોઝહથી છું.

(૩) રોઝહના કારણે દિલ અને દિમાગ સંપૂર્ણ રીતે અલ્લાહના ઝિક્ર કરવા માટે અગ્રેસર થઈ જાય છે. જયારે લિજ્જતદાર વસ્તુઓનો ઉપયોગ કરવાથી સુસ્તી, ગફલત, હૃદયમાં કઠોરતા અને સત્ય, સચ્ચાઈથી અંધાપા સુધી પહોંચી જાય છે. એટલા માટે જ આપ (સ.અ.વ.) એ ઓછું ખાવાની તાલીમ આપતા ફરમાવ્યું કે, પેટથી વધુ ખરાબ બીજો કોઈ વાસણ (પાત્ર) ઈબ્ને આદમે (ઈન્સાને) ભર્યો જ નથી. જીવન જીવવા માટે ઈન્સાનને ખાવા માટે અમુક લૂકમાં (કોળીયા) પૂરતા છે. અગર અતિ જરૂરત હોય તો, જીવવા માટે ૧/૩ ખોરાક, ૧/૩ પાણી, ૧/૩ સાંસ (શ્વાસ) માટે વ્યવસ્થા રાખવી જોઈએ. (અહમદ, નસઈ, ઈબ્નેમાજહ) સુલેમાન અદદારાની ફરમાવે છે કે, ઈન્સાન જયારે ભૂખ્યો તરસ્યો હોય છે ત્યારે દિલ નિર્મળ/શુદ્ધ અને નરમ રહે છે અને ભરપેટ સંતુષ્ટ હોય તો દિલ આંધળો બની જાય છે.

(૪) રોઝહથી એક માલદાર માણસના દિલમાં તે (નેઅમત) લિજ્જતોની કદર (કિંમત) પૈદા થાય છે જેનાથી તે પૂર્ણ સંતુષ્ટ પણ બીજા ગરીબ લોકો વંચિત છે. તેના કારણે તે અલ્લાહનો શુક્ર ગુજારવામાં અને ભૂખ્યા ગરીબોને સદકો ખૈરાત આપી મદદ કરે છે. એજ કારણ હતું કે આપ (સ.અ.વ.) લોકોમાં સૌથી વધારે ઉદાર હતા અને આ દિવસોમાં આપ (સ.અ.વ.) ની સખાવત ઉદારતા હજુ (ખૂબ જ) વધી જતી જયારે જીબ્રઈલ આપની પાસે આવતા અને કુર્આનનો ઝિક્ર ફરમાવતા.

(૫) રોઝહથી ઈન્સાનની અંદર સંયમ અને નફસ ઉપર કન્ટ્રોલ રાખવાની ટ્રેનીંગ મળે છે જેનાથી માણસને સારા અને ભલાઈના કામો તરફ દોરવણી હાસલ થાય છે કેમ કે, મુતલકુલ ઈનાની (બેલગામ જીવન) માણસને બરબાદી/પતનનાં ખાડામાં ધકેલે છે.

(૬) રોઝહ ઈન્સાનના અભિમાન/અહંકાર અને આપખુદીની વૃતિઓને ખતમ કરી તેને હક્ક (સચ્ચાઈ) નો તાબેદાર અને તેના દિલને ઈન્સાનો માટે નરમ બનાવી દે છે. કેમ કે, દુનિયાની લિજ્જતો (ભૌતિક સુખો) પેદા થતા તેને અભિમાની બનાવી દે છે. જે માણસના પતન માટે નિમિત બને છે.

(૭) રોઝહની હાલતમાં ભૂખ અને પ્યાસના કારણે લોહીનો સરક્યુલેશન (Circulation) ઓછું થઈ જાય છે. જેના લીધે ઈન્સાનના શરીરમાં શૈતાનની ગતિ પણ ઓછી પડી જાય છે. જયારે કે, શૈતાન ઈન્સાની શરીરમાં લોહીની માફક Circulation કરે છે. એ જ કારણ છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે,

"હે નવજવાનો તમારામાં જે વ્યકિત શકિત ધરાવતો હોય તે શાદી કરી લે, કેમ કે, નિકાહ માણસની નજરને નીચે નમાવી દે છે. તેમજ શર્મગાહ (ગુપ્ત અંગો) નું રક્ષણ કરે છે. અને જે વ્યકિત સંપન્ન શકિત ન ધરાવતો હોય તે રોઝા રાખે, કેમ કે રોઝાઓ હવસની તીવ્રતા ને ઓછી કરે છે." (બુખારી, મુસ્લિમ)

(૮) ઓછું જમવું એ એક ખાસ સમયમાં હજમ કરવાના શારીરિક અવયવોને રાહત આપતા, શરીરને જે તંદુરસ્તીની જરૂરત હોય છે તે હાસલ થાય છે અને શરીર માટે નુકસાનકર્તા વિકારો ખતમ થઈ જાય છે.

# રોઝહના જરૂરી આદાબ

રોઝહના ઘણા જ આદાબ (શિસ્ત) પાળવાના છે. જેને પાળ્યા વગર રોઝો અધૂરો અને અપૂર્ણ ગણાશે. તેમાં અમુક અગત્યના નિયમો છે જેની જાળવણી દરેક રોઝેદારને કરવી જરૂરી છે અને અમુક ગુણકારી નિયમો છે. જેનું પાલન કરવું શ્રેષ્ઠ છે. અત્રે એવા કેટલાક જરૂરી અને ગુણકારી નિયમોનું વર્ણન કરવામાં આવે છે.

રોઝેદાર તમામ મૌખિક તેમજ શારીરિક ઈબાદતોમાં ખાસ કરીને નમાઝ જમાઅત સાથે મસ્જિદમાં પઢવાની વ્યવસ્થા કરે. કેમ કે નમાઝ એ જ તકવાનો ફળ છે જેના કારણે રોઝો મોહંમદ (સ.અ.વ.) ની ઉમ્મત ઉપર ફર્ઝ કરાર આપવામાં આવેલ છે. અને નમાઝને છોડી દેવું એ તકવા (ખુદા ખૌફી) નું વિરોધાભાસી (તકવાથી ખાલીપણું) છે. અલ્લાહતઆલાનું ફરમાન છે કે, ''ફખલફ-મિમ્બ-અદિહિમ-ખલ્ફુનઅઝાઉસ્સલાત-વતબઉશ્શહવાતિ-ફસવ-ફયલ્કવન-ગય્યા.ઈલ્લા-મન-તાબ-વઆમન- વઅમિલ-સાલિહન-ફઉલાઈક-યદખુલૂનલ-જન્નત-વલાયુઝલમૂન-શૈઆ.'' (સુરએ મરિયમ ૫૯-૬૦)

ત્યારબાદ એવા નકામા લોકો આવ્યા જેમણે નમાઝને જ છોડી દીધી. હા ! જેમણે તૌબહ કરી ઈમાન લઈ આવ્યા અને નેક અમલ કર્યા હશે. તેઓને જન્નતમાં દાખલ કરવામાં આવશે અને તેમની ઉપર લેશમાત્ર (જરાય) જુલ્મ નહીં થાય.

હઝરત અબુહુરૈરહ (રઝિ.) બયાન ફરમાવે છે કે, અબ્દુલ્લાહ ઈબ્નેઉમ્મેમકતૂમ આપ (સ.અ.વ.) ની પાસે આવ્યા અને કહ્યું કે, હું આંધળો છું. મારી પાસે દોરવણી કરનાર કોઈ માણસ નથી. મને છૂટ આપો કે હું ઘરમાં જ નમાઝ પઢી લઉં. આપ (સ.અ.વ.) એ કહ્યું તમને અઝાન (નો અવાજ) સંભળાય છે. તેઓએ હા ! કહ્યું. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું તમારા ઉપર (મસ્જિદમાં આવવું) જરૂરી છે. (મુસ્લીમ)

કેટલીક રિવાયતોમાં આવે છે કે, આપ (સ.અ.વ.) એ જમાઅત સાથે નમાઝ ન પઢનારાઓના ઘરોને આગ લગાવી દેવાનો ઈરાદો કરી લીધો હતો. આપ (સ.અ.વ.) એ જમાઅતથી નમાઝ ન પઢનારાઓને મુનાફિકો સમાન ગણેલ છે. આપની જિંદગીમાં કમજોર માણસો બે માણસોનો સહારો મેળવી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ અદા કરવા આવતા હતા અને આપ (સ.અ.વ.) એ જમાઅત સાથે નમાઝ પઢવાનો સવાબ એકલા એકાંતમાં પઢાતી નમાઝ કરતા ૨૭ ગણી ઉચ્ચ દરજ્જાઓ ધરાવતી કરાર આપેલ છે. (બુખારી, મુસ્લિમ)

રોઝેદાર માટે જરૂરી છે કે તે અલ્લાહે ફરમાવેલ તમામ દુરાચાર/કુવિચાર અને ખાસ કરીને અલ્લાહ અને તેના રસુલ (સ.અ.વ.) ઉપર ખોટા આરોપ લગાવવાથી બચતો રહે. કેમ કે, આપ (સ.અ.વ.) ફરમાવતા કે, જેણે મારા ઉપર ખોટું બોલી દોષારોપણ કર્યું તેનો સ્થાન જહન્નમ છે.

રોઝેદાર ઉપર જરૂરી છે કે તે ગીબત (બદગોઈ) થી બચતો રહે. પછી તે બદગોઈ કોઈ વ્યકિતની ખલ્કત (અંગ, રંગ, રૂપ) ના સંબંધમાં હોય અથવા તો તેની આદત રીતભાત વિશે હોય. આપ (સ.અ.વ.) ને ગીબત વિશે પૂછવામાં આવતા ફરમાવ્યું કે, એક

# રોઝહના જરૂરી આદાબ

રોઝહના ઘણા જ આદાબ (શિસ્ત) પાળવાના છે. જેને પાળ્યા વગર રોઝો અધૂરો અને અપૂર્ણ ગણાશે. તેમાં અમુક અગત્યના નિયમો છે જેની જાળવણી દરેક રોઝેદારને કરવી જરૂરી છે અને અમુક ગુણકારી નિયમો છે. જેનું પાલન કરવું શ્રેષ્ઠ છે. અત્રે એવા કેટલાક જરૂરી અને ગુણકારી નિયમોનું વર્ણન કરવામાં આવે છે.

રોઝેદાર તમામ મૌખિક તેમજ શારીરિક ઈબાદતોમાં ખાસ કરીને નમાઝ જમાઅત સાથે મસ્જિદમાં પઢવાની વ્યવસ્થા કરે. કેમ કે નમાઝ એ જ તકવાનો ફળ છે જેના કારણે રોઝો મોહંમદ (સ.અ.વ.) ની ઉમ્મત ઉપર ફર્ઝ કરાર આપવામાં આવેલ છે. અને નમાઝને છોડી દેવું એ તકવા (ખુદા ખૌફી) નું વિરોધાભાસી (તકવાથી ખાલીપણું) છે. અલ્લાહતઆલાનું ફરમાન છે કે, "ફખલફ-મિમ્બ-અદિહિમ-ખલ્ફુનઅઝાઉસ્સલાત-વતબઉશ્શહવાતિ-ફસવ-ફયલ્કવન-ગય્યા.ઈલ્લા-મન-તાબ-વઆમન- વઅમિલ-સાલિહન-ફઉલાઈક-યદખુલૂનલ-જન્નત-વલાયુઝલમૂન-શૈઆ." (સુરએ મરિયમ ૫૯-૬૦)

ત્યારબાદ એવા નકામા લોકો આવ્યા જેમણે નમાઝને જ છોડી દીધી. હા ! જેમણે તૌબહ કરી ઈમાન લઈ આવ્યા અને નેક અમલ કર્યા હશે. તેઓને જન્નતમાં દાખલ કરવામાં આવશે અને તેમની ઉપર લેશમાત્ર (જરાય) જુલ્મ નહીં થાય.

હઝરત અબુહુરૈરહ (રઝિ.) બયાન ફરમાવે છે કે, અબ્દુલ્લાહ ઈબ્નેઉમ્મેમકતૂમ આપ (સ.અ.વ.) ની પાસે આવ્યા અને કહ્યું કે, હું આંધળો છું. મારી પાસે દોરવણી કરનાર કોઈ માણસ નથી. મને છૂટ આપો કે હું ઘરમાં જ નમાઝ પઢી લઉં. આપ (સ.અ.વ.) એ કહ્યું તમને અઝાન (નો અવાજ) સંભળાય છે. તેઓએ હા ! કહ્યું. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું તમારા ઉપર (મસ્જિદમાં આવવું) જરૂરી છે. (મુસ્લીમ)

કેટલીક રિવાયતોમાં આવે છે કે, આપ (સ.અ.વ.) એ જમાઅત સાથે નમાઝ ન પઢનારાઓના ઘરોને આગ લગાવી દેવાનો ઈરાદો કરી લીધો હતો. આપ (સ.અ.વ.) એ જમાઅતથી નમાઝ ન પઢનારાઓને મુનાફિકો સમાન ગણેલ છે. આપની જિંદગીમાં કમજોર માણસો બે માણસોનો સહારો મેળવી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ અદા કરવા આવતા હતા અને આપ (સ.અ.વ.) એ જમાઅત સાથે નમાઝ પઢવાનો સવાબ એકલા એકાંતમાં પઢાતી નમાઝ કરતા ૨૭ ગણી ઉચ્ચ દરજ્જાઓ ધરાવતી કરાર આપેલ છે. (બુખારી, મુસ્લિમ)

રોઝેદાર માટે જરૂરી છે કે તે અલ્લાહે ફરમાવેલ તમામ દુરાચાર/કુવિચાર અને ખાસ કરીને અલ્લાહ અને તેના રસુલ (સ.અ.વ.) ઉપર ખોટા આરોપ લગાવવાથી બચતો રહે. કેમ કે, આપ (સ.અ.વ.) ફરમાવતા કે, જેણે મારા ઉપર ખોટું બોલી દોષારોપણ કર્યું તેનો સ્થાન જહન્નમ છે.

રોઝેદાર ઉપર જરૂરી છે કે તે ગીબત (બદગોઈ) થી બચતો રહે. પછી તે બદગોઈ કોઈ વ્યકિતની ખલ્કત (અંગ, રંગ, રૂપ) ના સંબંધમાં હોય અથવા તો તેની આદત રીતભાત વિશે હોય. આપ (સ.અ.વ.) ને ગીબત વિશે પૂછવામાં આવતા ફરમાવ્યું કે, એક

મુસલમાન ભાઈનો વર્ણન એવી રીતે કરવામાં આવે કે, તેને તે પસંદ ન હોય. પૂછવામાં આવ્યું કે, જો તેની અંદર એવી નાપસંદ બુરાઈઓ સમાયેલી હોય તો ? આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે તેને જ ગીબત કહેવામાં આવે છે અને જો તેમાં એવી ખોટ, બુરાઈ નથી તો તેની ઉપર બોહતાન (આરોપ) કહેવાશે. (મુસ્લિમ)

એક રિવાયતમાં આવે છે કે, મેઅરાજની રાત્રીમાં આપ (સ.અ.વ.) એક એવા ટોળા પાસેથી પસાર થયા કે જેમના નાખૂન (નખ) પિતળના હતા અને તેનાથી તેઓ પોતાના ચહેરાને જ ખુરચી/વીખી રહ્યા હતા. આપ (સ.અ.વ.) એ પૂછ્યું જીબ્રઈલ ! આ કોણ લોકો છે ? તેમણે કહ્યું કે, આ તે લોકો છે જે લોકોની બુરાઈ અને ગીબત કરતા હતા. (અબુદાઉદ)

(૪) ચુગલખોરી (એકની બુરાઈ બીજાને બતાવવી, કાનાફૂંસી કરવી) થી બચવું જરૂરી છે. કેમ કે, એ મોટા ગુનાહોમાંથી છે. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, ચુગલખોર જન્નતમાં દાખલ નહીં થાય. (બુખારી, મુસ્લિમ) એક રિવાયતમાં છે કે, આપ (સ.અ.વ.) એવી જગ્યાએથી પસાર થયા જયાં બે કબ્રોના મુર્દાઓમાંથી એકને ઈસ્તિન્જા (તહારત/પાકી) ન કરવાને કારણે અને બીજાને ચુગલખોરી કરવાને કારણે અઝાબ થતો હતો. (બુખારી, મુસ્લિમ)

(૫) ધોખો/ફરેબ થી બચવું પણ જરૂરી છે. પછી તે વેપાર/ખરીદીમાં હોય અથવા થાપણ/ભાડા જેવા મામલાઓ વિશે હોય અથવા તો કોઈને વાતચીત દ્વારા ખોટી સલાહ સૂચના આપી ફંસાવવામાં આવે, એ પણ મોટા ગુનાહનો પ્રકાર છે. કેમ કે, આપ (સ.અ.વ.) ફરમાવતા કે, જે ધોખો આપે તે મારા તરીકાથી હટેલો છે. (બુખારી, મુસ્લિમ)

(૬) મનોરંજનના તમામ સાધનો ખાસ કરીને મધુર અવાજ અને ઉતેજના જગાવનાર ગીત-સંગીતના સાધનોથી દૂર રહેવું જરૂરી છે. આપ (સ.અ.વ.) એ એવા તમામ સાધનોની સાથે મોહ રાખવું ઝિના (વ્યાભિચાર) સાથે સરખામણી કરેલ છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવતા કે, મારી ઉમ્મતમાં એક એવા લોકોનું જૂથ ઉદ્ભવશે જે ઝિના, રેશમ પહેરવું, શરાબ અને ગીત-સંગીતને વગાડવું માન્ય કરાર આપશે. (બુખારી)

આજે આપણા ઘણા ભાઈઓ આ વસ્તુને જવાઝ (જાઈઝ-માન્ય) નો દરજ્જો આપી જાહેરમાં સરેઆમ અપનાવી રહ્યા છે જે વાસ્તવમાં ઈસ્લામના દુશ્મનો તરફથી રચવામાં આવેલ કાવત્રા અને તેમાં તેમને મળેલી સફળતા છે કે, મુસલમાનોને ઈસ્લામ અને અલ્લાહના ઝિક્રથી તેમજ દીન દુનિયા માટે મહત્વના હેતુઓ ઉપરથી હટાવવામાં આવે. આવા કામો અને પ્રસંગો પણ એવા જ છે કે જેના લીધે આપણા ઘણા ખરા ભાઈઓ કુર્આન અને હદીષ તેમજ આપણા નેક સાલેહ લોકો/પૂર્વજોના જીવન ચરિત્ર તેમજ તેની નસીહતો/બયાન સાંભળવા કરતા ઘણા જ વધુ પ્રમાણમાં આવા બધા સુરસંગીતના સાધનો તેમજ વાહિયાત ગીત-સંગીત સાંભળવામાં તેમજ જોવામાં સમય બરબાદ કરે છે. પરંતુ આપ (સ.અ.વ.) એક હદીષમાં ફરમાવ્યું કે, જે માણસ ખોટું બોલવાથી અને ખોટા કામો કરવાથી બચતો નથી અલ્લાહતઆલાને તેના ભૂખ્યા તરસ્યા રહેવાની જરાય જરૂરત નથી.

## રોઝો નષ્ટ કરનારી (તોડનારી) વસ્તુઓ

અત્રે એ વસ્તુઓનું વર્ણન કરવામાં આવે છે જેના કારણે રોઝો ખતમ થઇ જાય છે. જે નીચે મુજબ છે.

(૧) રોઝહ દરમિયાન સંભોગ કરવાથી રોઝો તૂટી જાય છે. પછી તે રોઝો ફર્ઝી હોય અથવા નફલી રોઝો હોય. જો સંભોગ રમઝાન મહીનાના દિવસોમાં કરવામાં આવેલ હોય તો તે રોઝો કઝા કરવાની સાથે સાથે કફ્ફારો પણ આપવું પડશે. તેનો કફ્ફારો એક મુસ્લિમ ગુલામ આઝાદ કરવું. અથવા તેની શકિત ન હોયતો સતત બે મહીનાના રોઝાઓ રાખવા અને જો બે મહીનાના રોઝાઓ રાખવાનું શકય ન હોય તો ૬૦ મિસ્કીન ગરીબ માણસોમાંથી દરેકને અડધો કિલો ૧૦ ગ્રામ ઘઉંના સ્વરૂપે આપે. જેમ કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ એક સહાબીને હુકમ આપ્યો હતો કે, જેણે રમઝાનમાં દિવસે બીવી સાથે સંભોગ કર્યો હતો પછી તેણે આપ (સ.અ.વ.) થી તેનો ફતવો પૂછ્યો હતો.
(બુખારી, મુસ્લિમ)

(૨) વીર્યને પોતાની મરજીથી સ્ખલન કરવું પછી તે (સ્ખલન) ચુંબન કરવાથી, સ્પર્શ કરવાથી અથવા તો હસ્તમૈથુનથી થયું હોય. કેમ કે આ તમામ હવસકારી વસ્તુઓ, પ્રક્રિયા આચરવાથી દૂર રહ્યા વગર રોઝો થતો જ નથી. જેમ કે હદીષે કુદસીમાં છે, અલ્લાહ ફરમાવે છે કે, મારા બંદાએ ખાવું-પીવું અને હવસની ઇચ્છાઓ મારા માટે છોડી છે. (બુખારી) જો ચુંબન કરવાથી અથવા સ્પર્શ કરવાથી વીર્ય સ્ખલન ન થાય તો રોઝો બાકી રહેશે. હઝરત આઇશાહ (રઝિ.) બયાન કરે છે કે આપ (સ.અ.વ.) રોઝહની હાલતમાં ચુંબન કરતા હતા. પરંતુ આપ (સ.અ.વ.) જાતિય ઉપર ઘણોજ કંટ્રોલ રાખતા હતા. (બુખારી, મુસ્લિમ) જો ચુંબન કરવાથી વીર્ય સ્ખલિત થઇ (આત્મસંયમ) ઉતેજીત કરે તો એવી તમામ વસ્તુઓ રોઝેદારને કરવા માટે હરામ છે. જેવી રીતે વુઝુ કરનારને નાકની અંદર પાણી ચઢાવવામાં અતિરેક કરવાની ફરજીયાત મનાઇ છે કે જેનાથી પાણી પેટમાં ન પહોંચી જાય અને રોઝહને નષ્ટ કરી નાખે. અલબત જો વીર્યસ્ખલન સ્વપ્નદોષથી થયું હોય તો શરીઅતમાં માફ છે. આપ (સ.અ.વ.) ફરમાવે છે કે, મારી ઉમ્મતથી ખ્વાતિરેનફસ (મનમાં કલ્પનાઓ કરવી) ને માફ કરેલ છે અને પકડ તેની ઉપર છે જે અમલ કરી ગુજરે અથવા જીભથી બોલે.

(૩) ખાવા પીવાથી પણ રોઝો નષ્ટ થાય છે. અલ્લાહ ફરમાવે છે કે, કૂલૂ-વશરબૂ-હતા-યતબૈયન-લકુમુલખૈતુલઅબ્યઝુ-મિનલખૈતિલઅસ્વદિ-મિનલ ફજરિ ષુમ્મ અતિમ્મુસ્સિયામ-ઇલલ્લૈલ. (સુરએ- બકરહ ૧૮૭) ખાઓ પીઓ ત્યાં સુધી કે અંધકારમાંથી સવારની સફેદી જાહેર થાય પછી રાત સુધી રોઝો સંપૂર્ણ કરો.

યાદ રહે કે નાકની અંદર દવા નાખવી એ ખાવા-પીવાની જેમ છે. લકીત બિન સબુરહ (રઝિ.) ને આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, જો તમે રોઝહ ન રાખ્યું હોયતો

નાકની અંદર પાણી ચઢાવવામાં અતિરેક કરો. અલબત ખુશબુ સુંઘવામાં કોઈ વાંધો નથી કેમ કે ખુશબુ કોઈ વસ્તુ (આકાર પામેલી) નથી જે પેટમાં દાખલ થાય.

(૪) તે વસ્તુઓ પણ રોઝો તોડી દે છે જે ખાવા-પીવાનો સ્થાન ધરાવે છે. જેમ કે, (અ) રોઝેદારને કમઝોરી સબબ લોહી ચઢાવવામાં આવે તો તેનાથી રોઝહ તૂટી જશે કેમ કે દવાઓથી અસલ હેતુ લોહી છે અને તે લોહી ચઢાવવાથી હાંસલ થશે. (બ) શકિતવર્ધક ઈન્જેકશન ખાવાથી પણ રોઝો તૂટી જશે. એટલા માટે કે એ ખાવાપીવાનો દરજ્જો રાખે છે. અલબત શકિત વિનાના ઈન્જેકશનો લેવાથી રોઝો ફાસિદ (તૂટશે) નહીં થાય. પછી તે ઈન્જેકશન નસમાં લગાવવામાં આવ્યો હોય કે, માસમાં લગાવ્યો હોય. પછી તે ઈન્જેકશનની સહેજ અસર (વાસ) હલકમાં પણ અનુભવાતી હોય તો પણ રોઝો ફાસિદ નહીં થાય.

(૫) પછનો લગાવવું (મોઢા વડે ખરાબ લોહી ખેંચાવવું) પણ રોઝો તોડી દે છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું "પછનો લગાવનાર અને પછનો લગડાવનાર બંને તેમનો રોઝો તોડી દે છે." (અહમદ, અબુદાઉદ) પછનાના હુકમમાં નસ ખોલાવવી છે જેનો અસર શરીર ઉપર પછનાની જેમ થાય છે. (નાકમાંથી લોહી નિકળવું) ખાંસીથી લોહી નિકળવાથી, હરસ અથવા ઈન્જેકશન (દવાના) લેતાં ખૂન વિ. નીકળવાથી રોઝો તૂટતો નથી. કેમ કે એ પછના લગડાવવા સમાન નથી અને ન તો શરીરમાં તેનો અસર પછના જેવો થાય છે.

(૬) હૈઝ અને નિફાસ (સ્ત્રીઓનો માસિક તેમજ પ્રસુતિ સ્ત્રાવ) નું આવી જવું પણ રોઝહને તોડી નાખે છે. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું (તેનાથી રોઝહ તુટી જવા વિશે પ્રશ્ન સૂચક બોલ્યા કે) શું માસિક ટાઈમમાં ઔરતો નમાઝ પઢવાનું છોડી નથી દેતી ?

જો હૈઝનો લોહી દિવસના કોઈ સમયે (ત્યાં સુધી કે સૂર્ય ગુરૂબ થવાના થોડીવાર પહેલા માસિક) આવી જાય તો પણ રોઝહ તૂટી જશે. પણ જો લોહી ઉતરવાનું અનુભવે પરંતુ સૂરજ ડૂબ્યા પછી નીકળે તો તે દિવસનો રોઝો માન્ય છે.

રોઝેદાર ઉપર આ મજકૂર તોડનારી વસ્તુઓનો ઉપયોગ શરીઅતે સૂચવેલ વાંધાઓ વિના હરામ છે. શરત એ કે તે રોઝાઓ ફર્ઝ (રમઝાનના રોઝાઓ) હોય. (પછી તે રમઝાન મહીનામાં હોય અથવા રમઝાન પછીના ફર્ઝના કફફારહ રૂપી રોઝા હોય) તેમજ નઝર, માનતા માનેલા રોઝાઓ હોય પણ જો રોઝાઓ મરજીયાત (નફલી રોઝાઓ) હોય તો તે રોઝો પૂરો કરી લે તે હિતાવહ છે પણ તેને વાંધા વિના તોડી શકાય છે.

## રોઝહ તોડનારી વસ્તુઓ અને તેની શર્તો તેમજ રોઝદાર માટે જાઈઝ (કરવાની) વસ્તુઓ

રોઝો ખતમ થઈ જવા માટે ત્રણ શરતો જરૂરીછે. આ ત્રણ શરતો ન હોય તો રોઝો તૂટશે નહીં.

(૧) રોઝો તોડનારી વસ્તુઓનો ઉપયોગ જાણી જોઇને કરવો, ભૂલથી અથવા જાણકારી ન હોવાથી ઉપયોગ કરાયો હોય તો રોઝો તૂટશે નહીં. તે સિવાય શરીઅતના મસ્લાથી અજ્ઞાન હોય દા.ત. કોઈ માણસ એવું સમજતો હોય કે ફલાણી વસ્તુનો ઉપયોગ કરતા રોઝો તૂટશે નહીં એવું સમજીને તેનો ઉપયોગ કરે તો એવો માણસ આ મસ્લા વિશે અજ્ઞાન છે તેથી તેનો રોઝો તૂટશે નહીં.

અથવા

કોઇ માણસ તૂલૂએફ્જ નથી થઇ એવું સમજી લઇને ખાઇ-પી લે વાસ્તવમાં તુલૂએફ્જ સમય થઇ ગયો હોય.

અથવા

કોઇ માણસ સૂર્યાસ્ત થઇ ગયાનું સમજી રોઝો ઇફતાર કરી લે પરંતુ વાસ્તવમાં હજી સૂર્યાસ્ત ન થયો હોય. એવી બન્ને સ્થિતિઓમાં ખાવા-પીવાનું શરૂ કરે તો તેની અજ્ઞાનતાના કારણે તેનો રોઝો તૂટશે નહીં.

કેમ કે, અલ્લાહ ફરમાવે છે કે, ભૂલથી કરવામાં આવેલ અમલના કારણે તમારી પકડ નહીં થાય. પરંતુ પકડ તો જાણી-જોઇને કરાતા કામો ઉપર છે. અલ્લાહતઆલા ગફૂરૂર્રહીમ છે. (સુરએ અહઝાબ ૫)

હઝરત અસ્માબિન્તિ અબી બક્ર (રઝિ.) ફરમાવે છે કે, અમો લોકોએ નબુવ્વતકાળમાં એક વખત વાદળ છવાયેલા દિવસે રોઝો ઇફતાર કરેલ ત્યારબાદ સૂરજ દેખાયો. (બુખારી)

આ રિવાયતમાં રોઝો કઝા રાખવાનો વર્ણન નથી. જો આપ (સ.અ.વ.) રોઝો કઝા રાખવાની તાકીદ કરી હોત તો તેને જરૂરી સમજી જરૂર નકલ કર્યું હોત.

(૨) ઉપરોકત વસ્તુઓનો ઉપયોગ જાણીજોઇને કરાયો ન હોય અને ભૂલથી અમલ કરવામાં આવ્યો હોય તો રોઝો તૂટશે નહીં. હઝરત અબુહુરૈરહ (રઝિ.) રિવાયત કરે છે કે, જે રોઝહની હાલતમાં ભૂલથી ખાઇ-પી લે તો તે માણસ તેનો રોઝો પૂરો કરે. કેમ કે તેને અલ્લાહતઆલે જમાડયો છે. (બુખારી, મુસ્લિમ)

આ રિવાયતમાં ખવડાવવા-પીવડાવવાનો સંબંધ અલ્લાહતઆલાની સાથે જોડવું એ વાતની દલીલ છે કે તેના લીધે આખિરતમાં જવાબ આપવો નહી પડે. પરંતુ પોતાને યાદ આવી જતા અથવા તો કોઇ તેને યાદી આપે તો તરત જ ખાવું-પીવું છોડી દે. અને જે કંઇ મોઢામાં હોય તે પણ કાઢી નાખે, કેમ કે હવે તેના માટે ઉઝર (કારણ) નથી રહ્યો અને કોઈપણ વ્યકિત રોઝેદારને ખાતા-પીતા જોઇ લે તો તઆવનુઅલલબિર્રિ (નેકીના કામોમાં એકબીજાની મદદ કરો) (અલ્લાહના ફરમાન) હેઠળ તેને જાણ કરી દેવી જરૂરી છે.

(૩) રોઝેદાર રોઝો તોડવાનું કામ પોતાના જ ઈરાદાથી પોતાની મેળે કરે (ભૂલ અથવા અજ્ઞાનતા ન હોય) તો રોઝહ તૂટી જશે. પણ કોઇની ધાકધમકીથી અથવા બળજબરીથી કોઇ તેને ખવડાવે અને તેને (રોઝદારને) ન ગમતું હોવા છતાં કોઇ વસ્તુ ખાઇ લે તો તેનો

રોઝહ તૂટશે નહીં અને તે રોઝહની કઝા રાખવાની પણ જરૂરત નથી.

અલ્લાહતઆલા ઈર્શાદ ફરમાવે છે કે, ''મન કફર બિલ્લાહિ મિમ્બઅદિ ઈમાનિહિ ઈલ્લા મનઉકરિહ-વકલ્બુહુ મુત્મઈન્નુમ્બિલઈમાનિ.'' (સુરએ નહલ ૧૦૬) ઈમાન લાવ્યા પછી જેણે મજબુરીથી અલ્લાહનો ઈન્કાર કરી દીધો, પરંતુ વાસ્તવમાં તેનો દિલ ઈમાન ઉપર મક્કમ છે. એક રિવાયત છે કે, અલ્લાહે મારી ઉમ્મતને ભૂલચૂક તેમજ બળજબરી તથા અલ્લાહની તે નાફરમાનીથી જે બેબસી લાચારીથી કરવામાં આવે ને માફી આપેલ છે. (ઈબ્નેમાજહ, બૈહકી)

આ કારણે કોઈ વ્યકિત રમઝાનના દિવસોમાં રોઝહની હાલતમાં પોતાની બીવી સાથે તેની ઈચ્છા વિરૂદ્ધ સંભોગ (હમબિસ્તરી) કરે તો આવી સ્થિતિમાં તેની પત્નીનો રોઝો રદ નહીં થાય અને ન તો ઔરતને કઝા રોઝો રાખવું પડશે. હા ! નફલી રોઝો જો ઔરતનો પતિ હાજર હોય તો તેની પરવાનગી મેળવ્યા વગર રાખી શકતી નથી. તેમ છતાં તેણીએ રાખ્યો હોય તો તેનો પતિ અગર હમબિસ્તરી કરવા ઈચ્છે તો કરી શકે છે. તે સિવાય ફરજ રોઝાઓમાં તેમ કરવું જાઈઝ નથી. સુરમો આંજવાથી, આંખમાં દવા નાખવાથી, કોઈ જખમ ઉપર દવા લગાવવાથી રોઝો તૂટશે નહીં. પછી તેનો અષર મોઢા નીચે હલકમાં પણ પહોંચે તો પણ વાંધો નથી આવતો, કેમ કે, આ વસ્તુઓ રોજીંદી ખાવાપીવાની ઉપયોગમાં લેવાની વસ્તુઓ નથી.

અલ્લામહ ઈબ્ને તૈમિયહ (રહ.) હકીકતુ-સ્સિયામમમાં ફરમાવે છે કે, આ વસ્તુઓથી રોઝો તૂટી જવાની ન તો કુર્આનમાં કોઈ દલીલ છે અને ન તો નબી (સ.અ.વ.) ના ફરમાનોની કોઈ દલીલ છે. જો આ વસ્તુઓથી રોઝો તૂટી જતો હોય તો અલ્લાહ અને તેના રસુલ (સ.અ.વ.) એ તેને જરૂર મુફસિદેસૌમ (રોઝો તોડનારી) કરાર આપ્યું હોત અને અન્ય હુકમોની સાથે સહાબાઓ પણ તેને ઉમ્મત સુધી પહોંચાવત પરંતુ આ સંબંધમાં તો કોઈ એ સહીહ, ઝઈફ, મુસનદ, મુરસલ રિવાયત ન હોવી એ વાતની દલીલ છે કે, આપ (સ.અ.વ.) તેને રોઝો રદ કરનારી કહેલ નથી.

ખુશબુ સુંઘવાથી, મિસ્વાક કરવાથી, કુલ્લી (કોગળા) કરવાથી, નાકમાં ધીમે ધીમે પાણી નાખી (નાક ઝાડીને સાફ કરવાથી) રોઝો નથી તૂટતો. મિસ્વાક તો દિવસમાં દરેક સમયે કરવું હોય તો કરી શકાય છે. હઝરત આમિર બિન રબીઅહ (રઝિ.) ફરમાવે છે કે, મેં આપ (સ.અ.વ.) ને ઘણી વખત રોઝહની હાલતમાં મિસ્વાક કરતાં જોયેલ છે. (અહમદ, અબુદાઉદ, તિર્મિઝી)

રોઝેદારોએ મંજન, ટૂથપેસ્ટનો ઉપયોગ કરવાથી પરહેઝ કરવું હિતાવહ છે. કેમ કે, તે થૂંકની સાથે પેટમાં ઉતરી જવાનો ડર છે. જયારે મિસ્વાક કરવામાં તેનો સંદેહ નથી. તે સિવાય ખૂબ જ ગરમી/પ્યાસની તેજીમાં રાહત મેળવવા માટે માથા ઉપર પાણી રેડી શકાય છે. હઝરત અનસ (રઝિ.) ને રોઝહની હાલતમાં ગરમી લાગતી તો પથ્થરમાંથી બનાવેલી પાણીની ટાંકીમાં ઉતરી જતાં અને હઝરત ઈબ્ને ઉમર (રઝિ.) રોઝહની હાલતમાં કપડો પાણીમાં ભીંજવી શરીર ઉપર રાખી લેતા હતા.

# રોઝહના ગુણવર્ધક નિયમો

અગાઉ રોઝહના વાજિબ આદાબ નિયમોનું વર્ણન થઇ ચૂકયો છે. અત્રે રોઝહમાં નિખાર લાવનારા મુસ્તહબ આદાબ જોઇએ.

(૧) આપ (સ.અ.વ.) ના હુકમને આધીન રહી તેમજ આપના ફરમાનોની તાબેદારીમાં તથા સેહરી ખાવાને ઇબાદત અને પોતાના માટે શકિતવર્ધક હોવાની નિય્યતથી રોઝદારને રાતના આખરી પહોરમાં સેહરી ખાવી સુન્નત છે. કેમ કે, સેહરીના કારણે મુસલમાનો તેમજ યહુદીઓ (એહલે કિતાબ) વચ્ચે રોઝાઓમાં ફરક પડી જાય છે. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, અલ્લાહ અને તેના ફરિશ્તાઓ સેહરી ખાઇને રોઝહ રાખનારાઓ ઉપર (રહમત અને દુઆએ મગફીરત) મોકલે છે. (અહમદ) સેહરી કરવામાં મોડું કરવું સુન્નત છે શરત એ કે, તુલુએફજ્રનો ડર ન હોય. એક રિવાયતમાં છે કે, આપ (સ.અ.વ.) સેહરી ખાવામાં એટલો સમય (ગાળો) રાખતા હતા કે જેમાં એક માણસ પચાસ આયતો પઢી શકે. (બુખારી) તુલુએફજ્રનો સમય થઇ જતા જ ખાવું-પીવું બંધ કરી દે. અને દિલમાં નિય્યત કરી લે. મોઢેથી બોલીને નિય્યત કરવાની જરૂરત નથી એ તો બિદઅત છે.

(૨) સુરજગુરૂબ (સૂર્યાસ્ત) થઇ જવાના ચોક્કસ સમયે ઇફતાર કરવામાં જલ્દી કરવી બહેતર/ગુણકારી છે. કેમ કે, આપ (સ.અ.વ.) નો ફરમાન છે કે, લોકો ત્યાં સુધી ખૈર (ભલાઇ) ઉપર કાયમ રહેશે જયાં સુધી ઇફતાર કરવામાં જલ્દી કરતા રહેશે. (બુખારી, મુસ્લિમ) એક હદીષે કુદસીમાં આવે છે કે, અલ્લાહતઆલા ફરમાવે છે કે, મને પ્રિય તે બંદા છે જેઓ ઇફતાર કરવામાં જલ્દી કરે છે. (અહમદ) તરખજુર (રસદાર ખજુર) થી ઇફતાર કરવું સુન્નત છે. જો તે ન હોય તો સૂકી ખજુરથી અને જો તે પણ ન મળે તો પાણીથી ઇફતાર કરવું જોઇએ. (અહમદ, અબુદાઉદ, તિર્મિઝી)

જો ઉપરોકત વસ્તુઓ ન હોય તો જે ખાવાપીવાની વસ્તુ હાજર હોય તેનાથી રોઝહ ઇફતાર કરી શકાય છે અને જો કંઇપણ ન હોય તો, રોઝો ઇફતાર કરી લેવાની નિય્યત કરી લેવી પૂરતી છે. આંગળાઓ ચૂસવા અને મોઢામાં થૂંક જમા કરી ને ઉતારી જવું એ તો નરી (તદન) જિહાલત/અજ્ઞાનતા છે. ઇફતાર પછી આ દુઆ પઢવી.

**"ઝહબઝ-ઝમાઉ-વબતલ-લતિલ ઉરૂકુ-વષબતલ-અજરૂ-ઇન્શાઅલ્લાહ."** સુન્નત છે. (અબુદાઉદ)

(૩) કુર્આનની તિલાવત-વિર્દ-વઝીફાઓ-અલ્લાહનો ઝિક્ર-દુઆઓ- નમાઝ સલાત સદકાત ખૂબ જ કરતા રહેવું.

આપ (સ.અ.વ.) ફરમાવે છે કે, રમઝાનમાં અલ્લાહનો ઝિક્ર અલ્લાહને યાદ કરનારની અલ્લાહતઆલા મગફેરત ફરમાવે છે. એક રિવાયતમાં છે કે, રોઝેદાર, ઇન્સાફ કરનાર પ્રમાણિક તેમજ જેની ઉપર જુલ્મ ગુજારવામાં આવ્યો હોય, તેમની દુઆ અલ્લાહતઆલા રદ નથી કરતો. (ઇબ્નેખુઝૈમહ,ઇબ્નેહિબ્બાન) આપ (સ.અ.વ.) દીને ઇસ્લામને ઉચ્ચ સ્થાન આપવા અને ઉમ્મતની હિદાયત તેમજ સદ્માર્ગે ચલાવવા માટે

ઇલ્મથી, જાનથી, માલથી દરેક રીતે સખાવત કરતા હતા. ત્યાં સુધી કે, આ મહીનામાં જીબ્રઇલ (અ.સ.) ની મુલાકાતના વખતે આપ (સ.અ.વ.) ખૂલ્લી હવાથી પણ વધારે ફૈયાઝ/ઉદાર બની જતા હતા.

(૪) રમઝાનના રોઝાની તૌફીક અને સરળતાથી સુઘડ રીતે પૂરો થવા બદલ રોઝદારે અલ્લાહનો શુક્ર માનવું જોઈએ. જે ગુનાહોનો કફ્ફારો (વળતર) અને દરજ્જાઓ મેળવવાનો કારણ છે. કેમ કે ઘણા લોકો આ ભલાઈની તૌફીક (પ્રેરણા) મળતા પહેલા, રમઝાન પહેલા જ ઇન્તેકાલ (અવસાન) પામી જાય છે. અથવા તો પોતાની નબળાઇ, કમજોરી સબબ અથવા તો ગુમરાહી (ભટકી ગયા) સબબ આ મુબારક મહીનાનો લાભ મેળવવાથી વંચિત રહી જાય છે. ઇબ્ને રજબ ફરમાવે છે કે, રોઝદાર બે જાતના હોય છે.

(અ) જેમણે દુનિયાની લિજ્જતોને ફકત જન્નત હાસલ કરવાની મનોકામનાના લીધે છોડી છે. અને તેઓએ પોતાનો સોદો, વેપારનો મામલો એક એવી ઝાતની સાથે કરેલ છે કે જેની સાથે વેપાર કરવામાં ખોટ આવતી જ નથી.

આપ (સ.અ.વ.) એક સહાબીને ફરમાવ્યું હતું કે, તમે અલ્લાહતઆલાના ડરથી જયારે પણ કોઈ વસ્તુને છોડશો તો તમને અલ્લાહતઆલા તેનાથી શ્રેષ્ઠ વસ્તુ આપશે. (અહમદ)

બીજી જગ્યાએ ફરમાવ્યું કે, મેં એક ઉમ્મતીને જોયું કે તે કાદવ ચાટી રહ્યો છે અને જયારે હૌઝ તળાવની નજીક પહોંચે છે ત્યારે તેને ભગાવી દેવામાં આવે છે. એટલામાં તેનો રોઝહનો અમલ આવે છે અને તેને પાણીથી તૃપ્ત કરે છે.

(બ) જે અલ્લાઅતઆલા ખાતર દુનિયાની તમામ વસ્તુઓથી પોતાને રોકી રાખશે અને પોતાના દિલ અને દિમાગને બચાવશે અને મૌત, હશ્રના મૈદાનની યાદ અને આખિરત (પરલોક) મેળવવા માટે દુનિયાની મોહમાયાને છોડી દેશે, વાસ્તવમા એવા જ માણસને ઇદની ખુશી, અલ્લાહતઆલાથી મુલાકાત અને તેના દીદાર કરવા મળશે.

## રોઝાઓ માટે સ્ત્રીઓના સંબંધમાં ઈસ્લામી હુકમો

રસુલુલ્લાહ (સ.અ.વ.) શાબાન મહીનાથી જ આ મુબારક મહીનાની ઈબાદતો માટે તૈયાર થઇ જતાં. ચાલો, આ લેખમાં ઈસ્લામી મહિલાઓ માટે રમઝાનના સ્વાગત સાથે રમઝાનની મહત્વપૂર્ણ ઈબાદત રોઝહ વિશે પાળવાના ઈસ્લામી હુકમો તથા બચવા માટેના મનાઇહુકમો ટૂંકમાં સમજી લઈએ. એ યાદ રહે કે, આ લેખમાં સ્ત્રીપુરૂષ વચ્ચે જિન્સી (જાતિય) તફાવત હોવાને કારણે ઔરતોની જવાબદારી તેમજ અગવડતા ખાતર ઈસ્લામી અર્કાનોમાં જે સગવડતા, જે છૂટછાટો આપવામાં આવી છે તેનો જ વર્ણન કરવામાં આવશે. તે સિવાય જે હુકમો તથા મનાઈ કામો છે તે તમામ મુસલમાન મર્દ/ઓરત માટે સમાન છે.

કુર્આન શરીફમાં અલ્લાહ રબ્બુલઆલમીન ફરમાવે છે કે, યા ઐયુહલ્લઝીન આમનૂ કુતિબ અલૈકુ-મુસ્સિયામુ-કમાકુતિબ-અલલ્લઝીન મિન કબ્લિકુમ- લઅલ્લકુમ-તત્તકૂન.

(સુરએ બકરહ ૧૮૩)

હે ઈમાનવાળાઓ (મુસલમાનો) તમારા ઉપર રોઝાઓ ફર્ઝ કરવામાં આવેલ છે. જે રીતે તમારી પહેલા વિતેલી ઉમ્મતો ઉપર ફરજ કરવામાં આવેલ હતા. જેના લીધે તમો પરહેઝગાર બની જાઓ.

આયતમાં 'કુતિબ' નો અર્થ છે, ફરજ કરવામાં આવ્યા. જયારે છોકરી સિન્નેતકલીફ એટલે કે, કષ્ટદાયક વયે/અવસ્થામાં પહોંચી જાય, (અહીં લેખકે નારીજાતિની યુવાવસ્થાને સિન્નેતકલીફ એટલા માટે કહેલ છે કે, નારી માટે માસિકસ્ત્રાવ શરૂ થવાની ઉંમર ખરેખર દર મહીને ભોગવવી પડતી તકલીફ કષ્ટદાયક જ હોય છે.) અથવા તો યુવાવસ્થાએ પહોંચવાના ચિન્હો જાહેર થઈ જાય એવા સંકેતરૂપી ચિહ્નોમાં માસિકસ્ત્રાવ શરૂ થવું એ પણ એક નિશાની છે. તો એવી છોકરી ઉપર રોઝહ રાખવું ફરજ થઈ જાય છે. ઘણી બહેનોને માસિકસ્ત્રાવ (MC) દશ વરસની ઉંમરમાં જ શરૂ થઈ જાય છે. તો પણ રોઝાઓ ફરજ થઈ જશે. નાની ઉંમરે હૈઝ (માસિકસ્ત્રાવ) શરૂ થઈ જતાં ઘણી ખરી બહેનોને રોઝો ફર્ઝ થઈ ગયાની જાણ નથી હોતી અને માબાપ તરફથી પણ ભારપૂર્વક તાકીદ કરવામાં આવતી નથી જે ગણો જ ભયંકર ગુનાહ છે. અગર કોઈ બહેનો હૈઝ (માસિક) ની શરૂઆતમાં રોઝાઓ રાખવામાં ગાફેલ રહી ગઈ હોય, તેઓ જરૂર રમઝાન સિવાયના અન્ય દિવસોમાં છૂટી ગયેલ રોઝાઓની કઝા રાખી લે. અલ્લાહ ગફૂરૂર્રહીમ છે.

રોઝાના સંબંધમાં સ્ત્રીઓએ એ વાતની કાળજી રાખવી કે સ્ત્રીઓને જીન્સી (જાતિય) તફાવતના કારણે MC ના ટાઈમ સમયે રોઝા છોડી દેવાની જે છૂટછાટ ઈસ્લામમાં આપવામાં આવેલી છે. તે સમય દરમિયાન છૂટેલા રોઝા રમઝાન બાદ કઝા રાખી લેવા આવશ્યક છે.

જે પરિસ્થિતિમાં સ્ત્રીઓ રમઝાનના રોઝાઓ છોડી શકે છે તે પરિસ્થિતિઓ આ પ્રમાણે છે.

(૧) હૈઝ અને નિફાસના દિવસોમાં, એટલે કે, માસિકસ્ત્રાવ ટાઈમ તેમજ સુવાવડગ્રસ્ત ટાઈમ, (યાદ રહે આ બન્ને સ્થિતિમાં સ્ત્રીઓને રોઝો રાખવું હરામ છે. જો રોઝો રાખેલો હોય અને આવી પરિસ્થિતિ આવી પડે, તો રોઝો તોડી ઈફતાર કરી લેવું જોઈએ અને આ પરિસ્થિતિમાં છૂટેલા રોઝાઓ રમઝાન બાદ રાખી લેવા જોઈએ. (વાજીબ છે)

આ સંબંધમાં સહીહૈનમાં હઝરત આઈશહ (રઝિ.) ની હદીષ છે કે, અમને છૂટેલા રોઝાઓ રમઝાન બાદ કઝા કરવાનો હુકમ આપવામાં આવતો હતો. નમાઝ કઝા કરવાનો હુકમ અપાતો ન હતો.

હઝરત આઈશહ (રઝિ.) ને એક ઔરતે સવાલ કર્યો કે, એનું શું કારણ કે માસિક પિરીયડગ્રસ્ત ઔરત પાક થઈ જતા રોઝાઓ કઝા કરે ! પણ નમાઝ કઝા ન કરે ? તેના જવાબમાં હઝરત આઈશહ (રઝિ.) એ ઉપરોકત હદીષ દ્વારા જવાબ આપી એ વાત સમજાવી દીધી કે, આ અમ્રે તોકીફી છે. (અલ્લાહ ઉપર નિર્ભર હુકમ) તેમાં સમજબુદ્ધિ

લડાવવી ન જોઇએ. શરીઅતના હુકમની તાબેદારી એજ અમારો ધ્યેય હોવું જોઇએ.

તે સિવાય હાલતેહમલ (સગર્ભાવસ્થા) તેમજ હાલતેરજાઅત (બાળકને દૂધ પીવડાવવાનો સમય) આ બન્ને હાલતોમાં માતા અને બાળક બન્નેને નુકસાન પહોંચી શકે છે એટલા માટે ઔરત ઉપરોકત બન્ને હાલતમાં રોઝો છોડી શકે છે. પરંતુ એ યાદ રહે કે, જો રોઝાઓ રાખવાથી બાળકને ધાવણ ન મળવાનું નુકસાન પહોંચતું હોય, તેમજ માતાને પણ તેનાથી નુકસાન થતું હોય તો એવી સ્ત્રીએ રોઝાઓ છોડી રમઝાન બાદ ફકત છૂટેલા રોઝાઓની કઝા રાખવી પડશે. અને ફકત બાળકને જ રોઝાઓ રાખવાથી નુકસાન થતું હોય, પરંતુ માતાની તંદુરસ્તીમાં કોઇ જાતનો ફરક ન પડતો હોય તો તેણી છૂટેલા રોઝાઓના બદલે એક મિસ્કીન/ગરીબને ભોજન કરાવવું પડશે અને રમઝાન બાદ રોઝાઓ કઝા રાખવા વાજીબ છે. (ઇમામઇબ્નેતૈમિયહ મજમૂઉલ ફતાવા ૧૫/૨૫૧) કેમ કે કુર્આનની આયત છે ''વલ્લઝીન-યુતીકૂનહુ-ફિદયતુનતઆમુમિસ્કીન''
(સુરએ બકરહ ૧૮૪)

અને જે લોકોને તકલીફ હોય પણ તેઓ સુખ સંપન હોય તો તેના ફિદયહ (બદલા) માં એક મિસ્કીનને ભોજન કરાવે.

હાફીઝ ઇબનેકષીર આ આયતની તફસીર કરતા ઇબ્નેકષીર પાના નં. ૧/૩૭૯માં લખે છે કે, ગર્ભવતી સ્ત્રીઓ અને દૂધ પીવડાવનારી સ્ત્રીઓ પણ તેમાં શામેલ કરવામાં આવેલ છે, પણ શરત એ છે કે, મા અને બાળક બન્ને માટે રોઝો રાખવું નુકસાન કારક હોય.

શૈખુલ ઇસ્લામ ઇમામ ઇબ્ને તૈમિય્યહ (રહ.) ફરમાવે છે કે, જો ગર્ભવતી મહિલાના પેટમાં રહેલા બાળકને રોઝો રાખવાથી નુકસાન પહોંચતું હોય તો તેણી રોઝો તોડી ઇફતાર કરી શકે છે. અને દરેક રોઝો છોડયા બદલ એક મિસ્કીનને એક રતલના પ્રમાણમાં ભોજન ખવડાવવું જોઇએ. (મજમૂઉલફતાવા ૨૫/૩૧૮)

તે સિવાય મુસ્તહાઝહ એવી ઔરત કે જેને ખૂન તથા સ્ત્રાવ હૈઝની સમય મર્યાદાથી વધુ વહેતું હોય તે માસિકધર્મના સમયનું સ્ત્રાવ નથી તો તેવી સ્ત્રીઓને રોઝો ન રાખવાની છૂટ આપવામાં આવી નથી. (તેણીને રોઝો છોડવું જાઇઝ નથી)

કેમ કે, એ સ્ત્રાવ ગમે ત્યારે થઇ શકે છે તેનુ માસિકસ્ત્રાવ માફક ચોક્કસ સમય નથી રહેતો તેથી માસિકધર્મના સ્ત્રાવની માફક નક્કી સમય ન હોવાથી તેના માટે રોઝાઓ કઝા કરી અન્ય દિવસે રાખવાનો સમય આપી શકાય નહીં. તેમજ તેનાથી બચવું પણ અશકય છે જેવી રીતે ઉલ્ટી થઇ જવી, જખમ, ઘાવ, ગુમડાના કારણે લોહી વહેવું તેમજ ઇહતિલામ (સ્વપ્નદોષ) થઇ જવું વગેરે. આ સંબંધી સ્થિતિઓ ચોક્કસ સમયે થતી ન હોવાને કારણે તેનો પ્રતિકાર થઇ શકે નહીં. તેના લીધે શરીઅતમાં એવી તમામ સ્થિતિઓ રોઝો રાખવાની મનાઇ હુકમમાં આવી શકતી નથી, જેવી રીતે હૈઝના ખૂનમાં રોઝો રાખવાની મનાઇ છે કેમ કે, હૈઝના ખૂનમાં નુકસાન હોય અથવા ન હોય રોઝો રાખવું હરામ કરાર આપવામાં આવેલ છે.

રમઝાનના કઝા રોઝાઓ બહેનો ઉપર ચડેલા હોય તો રમઝાન પછી પહેલા રમઝાનના કઝા રોઝાઓ પૂરા કરવા જોઈએ. ફર્ઝ રોઝાઓ કઝા રાખતા પહેલા નફલી રોઝાઓ રાખવા ઉચિત નથી.

અંતમાં જો કોઈ સ્ત્રી તેના માસિક સ્ત્રાવથી છૂટકારો મેળવી દિવસના અજવાળામાં પાક થઈ ગઈ હોય તો તેણી કંઈ પણ ખાધા-પીધા વગર નમાઝો પઢવામાં તેમજ વિર્દવઝીફામાં કામકાજમાં સમય પસાર કરે અને હૈઝના છૂટેલા રોઝાઓની સાથે એ દિવસનો રોઝો પણ રમઝાન પછી કઝા રાખી લે.

**(વધુ વિગત માટે સંસ્થાએ પ્રકાશિત કરેલ પુસ્તક ''સ્ત્રીઓના વિશિષ્ટ મસાઈલ'' વાંચો)**

# બાળકોની ઈસ્લામી કેળવણી

## બાળકોને રોઝહ રખાવવા બાબત વાલીઓની જવાબદારી

રૂબૈયિઅ (રઝિ.) કેહતી હૈ કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ને મદીનહ કે ઈર્દગિર્દ (આજુબાજુ) અન્સારી કીબલોંકો કેહલા ભેજા કે, જો રોઝેસેહોં (આશુરા) કે વોહ રોઝહ પૂરા કરેં ઔર જિસને ન રખા હો વોહ બાકી દિનમેં ખાએ પીયે નહીં. હમ ઈસ હુકમકે બઅદ (આશુરાઅ) કે રોઝે ખુદ રખતે થે ઔર અપને છોટે બચ્ચોંકો ભી રખવાતે થે. (અગર અલ્લાહ ચાહતા) ફિર હમ મસ્જિદ જાતે ઔર ઉન બચ્ચોંકે લિયે ઉનકે ખિલૌને બના લેતે. જબ કોઈ બચ્ચહ ભૂખ કી વજહસેં રોને લગતા તો હમ વોહ ખિલૌને ઉસે દેતે. (બુખારી-મુસ્લિમ) **ઈસ હદીષસે જો ફાયદે હાસિલ હોતે હૈં વોહ યેહ હૈં :**

(૧) સહાબા (રઝિ.) કા અપને બચ્ચોંકો રોઝહ રખવાનેકી હિર્સ ઔર એહતિમામ (દરકાર અને વ્યવસ્થા). ઔર યેહ બાત ઝાહિર હોતી હૈ, ખિલૌને બનાને ઔર ઉન ખિલૌનોમેં મસરૂફ રખકર રોઝહ પૂરા હોને તક બચ્ચોંકો ખાનેપીને સે બેખબર રખને સે.

(૨) જો બચ્ચે રોઝહ રખતે થે વોહ છોટે હોતે થે. યેહ બાત રૂબૈયિઅ (રઝિ.) કે ઈન અલ્ફાઝસે ઝાહિર હોતી હૈ કે, હમ છોટે બચ્ચોંકો રોઝહ રખવાતે થે ઔર હમ ઉનકે લિયે ઉનકે ખિલૌને બના દેતે થે. જબ ભૂખસે કોઈ બચ્ચા રોને લગતા તો હમ વોહ ખિલૌને ઉસે દે દેતે. માલૂમ હુવા કે યેહ કામ બચ્ચોં હી કે સાથ કિયા જા સકતા હૈ, બળોંકે સાથ નહીં.

(૩) બચ્ચોંકો નેકી કે કામ કરવાને ઔર બુરાઈ કે કામોંસે રોકને કે લિયે મદદગાર સાબિત હો સકતે હોં ઐસે ખિલૌને ઔર ચીઝેં બચ્ચોંકો દેના જાઈઝ હૈ.

(૪) સહાબહ કા ઐસા મઝબૂત એહતિમામ (પુખ્ત આયોજન) બચ્ચોંકો આશુરાઅ કા રોઝહ રખવાનેકા થા. તો જબ રમઝાન કે રોઝે ફર્ઝ હુવે હોંગે તો ઉનકા (બચ્ચોંસે રોઝે રખવાનેકા) એહતિમામ કિસ કદર બળહ ગયા હોગા ? ઈસ બાત કા અન્દાઝહ હઝરત ઉમર (રઝિ.) કી ઉસ બાત સે હોતા હે, જબ ઉન્હોંને એક શરાબી કો કોળે (ચાબુક) મારતે વકત કહા થા જિસને માહે રમઝાનને મેં શરાબ પી થી,

આપને ઉસસે કહા થા કે, ''તેરી બરબાદી હો, હમારે બચ્ચોંને રોઝહ રખા હુવા હૈ ઔર તુ શરાબ પિયા હુવા હૈ ?'' (સહીહ બુખારી)

(૫) બચ્ચોંકો રોઝહ કી મશ્ક કરવાના (આદત પાડવી) કયું કે, છોટે બચ્ચોં પર રોઝહ ફર્ઝ નહીં હૈ, ઈસલિયે સહાબા કા યેહ અમલ મશ્ક કરવાને ઔર રોઝે કી આદત ડલવાને કે લિયે થા. ઔર ઉમ્મત કે બહુત સારે ઉલમાઅને ઈસકી તાકીદ ભી કી હૈ. મિસાલ કે તૌર પર,

ઈમામ અબ્દુર્રઝાક (રહ.) ને હિશામ બિન ઉરવહસે રિવાયત કી હૈ કે, વોહ કેહતે થે કે, મેરે વાલિદ સમજદાર બચ્ચોંકો નમાઝ કા હુકમ દેતે ઔર તાકત રખનેવાલે બચ્ચોંકો રોઝહ રખનેકા.

ઈસી તરહ ઈમામ અ.રઝઝાક (રહ.) સે ભી એક રિવાયત હૈ કે, જબ બચ્ચે દાહિના (જમણો) ઔર બાયાં (ડાબો) હાથ પેહચાનને લગતે તબ ઉન્હે નમાઝ કા હુકમ દિયા જાતા. ઔર જબ તાકતવર હો જાતે તબ ઉનસે રોઝહ રખવાયા જાતા.

બચ્ચોંકો વાલિદૈન (માબાપ) ઔર સરપરસ્તોં (વાલીઓ) કો ચાહિયે કે, વોહ સહાબા કે નકશે કદમ પર ચલકર બચ્ચોંકો નમાઝ પળ્હવાને ઔર રોઝે રખવાનેકા સહાબએ કિરામ કી તરહ એહતિમામ કરવાએં. તાકે, બચપનકી ઈસ આદત સે બળે હોકર નમાઝી ઔર રોઝહદાર બનેં.

## કયામે રમઝાનનો હુકમ

અલ્લાહતઆલાએ તેના બંદાઓને ઘણી જાતની ઈબાદતોનો હુકમ આપેલ છે જેથી બંદો એક જ ઈબાદત કરતા કરતા કંટાળીને છોડી ન બેસે અને એવી રીતે પોતે નુકસાનીમાં ન પડી જાય આ ઈબાદતો અમુક ફર્ઝ છે જેમા કોઈપણ જાતની કમી કરવી દુરસ્ત નથી અને કેટલીક ઈબાદતો નફલી (મરજીયાત) છે જેના કારણે અલ્લાહની નજદીકી હાસલ થાય છે. જેવી રીતે કે,

અલ્લાહે રાતદિવસમાં પાંચ નમાઝોને ફર્ઝ કરેલ છે. (જે પાંચ છે) પણ સવાબ પચાસ બરાબર છે. ત્યારબાદ તે ફરઝોને સંપૂર્ણ અદા કરવું અને વધુ અલ્લાહની નજદીકી હાસિલ કરવા માટે નફલોની તરફ ધ્યાન દોર્યું જેમાં બે રકઅત સવારની ફર્ઝ નમાઝ પહેલા, ઝોહરની ફર્ઝ પહેલા ચાર અને ફર્ઝ પછી બે, મગરિબ ફર્ઝ પછી બે અને ઈશાના ફર્ઝ પછી બે રકઅતો છે. તેમજ તહજ્જુદ પણ એવી રીતે જ નફલ છે, જેને અલ્લાહતઆલાએ ખૂબ જ વિશેષ ચાહના આપેલ છે જેમ કે, અલ્લાહ ફરમાવે છે કે, ''વલ્લઝીન-યબીતૂન-લિરબ્બિહિમ-સુજ્જદંવ- વકિયામા.'' (સુરએફુર્કાન આ. ૬૪) તે લોકોને જે તેના રબ માટે સજદહ અને કયામ (અલ્લાહ માટે નમાઝ માટે ઊભો રહેવું) ની હાલતમાં રાત પસાર કરે છે. એક હદીષમાં છે કે, ''અફઝલુસ્સલાતિ

બઅદલ-ફરીઝતિ-કિયામુલ્લૈલ.'' (મુસ્લિમ) ફર્ઝ નમાઝો પછી અફઝલ (વિશેષ) નમાઝ તહજ્જુદ છે. વિતર પણ રાતની નમાઝમાંથી છે જે ૧,૩,૫,૭,૯,૧૧ રકઅતો સુધી પઢી શકાય છે. એક રકઅત વિતર પઢવા વિશે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે,

જે એક રકઅત વિતર પઢવા ઈચ્છે તે એક જ પઢી લે. (અબુદાઉદ/નસઈ)

ત્રણ રકઅત વિતર વિશે ફરમાવ્યું.

જે ત્રણ રકઅત વિત્ર પઢવા ચાહે તો ત્રણ રકઅત પઢે. યાદ રહે, આ ત્રણે રકઅતો સતત (અત્તહિય્યાતમાં બેઠા વગર) અને એક સલામથી પઢે. જેવી રીતે હઝરત ઉમર બિન ખત્તાબ (રઝિ.) એ પઢી હતી. (તહાવી)

એટલે કે, હઝરત ઉમર (રઝિ.) એ ત્રણેય રકઅતો એક તશહહુદ અને એક સલામથી પઢી હતી. અથવા તો બે રકઅત પઢીને સલામ ફેરવી દો પછી એક રકઅત પઢો જેવી રીતે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝિ.) પઢતા હતા. (બુખારી)

અબ્દુલ્લાહ બિન ઉમર બે રકઅત પઢી સાલમ ફેરવી દેતા હતા ત્યારબાદ એક રકઅત પઢીને સલામ ફેરવતા હતા.

પાંચ રકઅત વિત્ર આપ (સ.અ.વ.) એ એક તશહહુદ અને એક સલામથી પઢી હતી. હઝરત આઈશા (રઝી.) ફરમાવે છે કે, આપ (સ.અ.વ.) પાંચ રકઅત વિત્ર પઢતા તો ફકત આખરી રકઅતમાં બેસતા હતા. (બુખારી, મુસ્લિમ)

સાત રકઅત વિત્ર પઢતા તો પણ ફકત એક તશહહુદ અને એક સલામથી પઢતા, આપ (સ.અ.વ.) ની સુન્નત છે. હઝરત ઉમ્મેસલ્મહ (રઝિ.) ફરમાવે છે કે, આપ (સ.અ.વ.) સાત રકઅત અને પાંચ રકઅત વિત્ર પઢતી વખતે તે રકઅતો સલામ અને કલામ દ્વારા ફસલ (અલગ) કરતા ન હતા. (અહમદ, નસઈ, ઈબ્નેમાજહ)

નવ રકઅત વિત્ર પણ આપ (સ.અ.વ.) બે તશહહુદ અને એક સલામથી પઢતા હતા. જેમ કે, હઝરત આઈશાહ (રઝિ.) ફરમાવે છે કે, આપ (સ.અ.વ.) સતત આઠ રકઅતો પઢીને આઠમી રકઅતમાં તશહહુદ કરતા. ત્યારબાદ ઝિક્ર તથા હમ્દ વિ. પઢી સલામ ફેરવ્યા વગર ઊભા થઈ જતા, અને નવીમ રકઅત પઢીને તશહહુદ કરતા, ઝિક્ર-હમ્દ તથા દુઆઓ પઢતા પછી સલામ ફેરવતા. (અહમદ, મુસ્લિમ)

અગિયાર રકઅત વિત્ર આપ (સ.અ.વ.) એ બે રીતે પઢી છે.

(૧) બે-બે રકઅત પઢીને સલામ ફેરવી દીધો પછી અંતમાં એક રકઅત વિત્ર પઢેલ. જેમ કે, હઝરત આઈશહ (રઝિ.) ફરમાવે છે કે, આપ (સ.અ.વ.) ઈશાની નમાઝથી ફારેગ થઈને સવારની અઝાન સુધી અગિયર રકઅત પઢતા હતા અને દર બે રકઅતમાં સલામ ફેરવી દેતા હતા. પછી એક રકઅત પઢતા હતા. (બુખારી, મુસ્લિમ, અબુદાઉદ, નસઈ)

(૨) ચાર-ચાર રકઅતો પઢીને પછી આખરમાં ૩ રકઅતો આપ (સ.અ.વ.) એ પઢેલ છે. હઝરત આઈશહ (રઝિ.) ફરમાવે છે કે, આપ (સ.અ.વ.) ચાર-ચાર રકઅતો લાંબી અને સારી રીતે પઢી લઈ, પછી આખરમાં ૩ રકઅતો પઢતા હતા. (બુખારી, મુસ્લિમ)

ભાઇઓ, રમઝાન મુબારકની રાતની નમાઝોની ઘણી જ ફઝીલતો આવેલી છે. ફરમાવવામાં આવેલ છે કે, જે ઇમાન અને નેક નિય્યત સાથે રમઝાનની રાતોમાં નફિલ પઢશે તેના પાછલા ગુનાહ (સગીર/નાના ગુનાહો) માફ કરી દેવામાં આવશે.

તરાવીહની નમાઝ એ રમઝાનનો કિયામ છે. (રમઝાનમાં ઇબાદતમાં ઊભું રહેવું) એટલા માટે દરેક મુસલમાનની અંદર તેનો શોખ અને તેની તડપ હોવી જોઇએ અને એવી હાથ આવેલી સોનેરી તકને કિંમતી ભેટ સમજવી જોઇએ. આપ (સ.અ.વ.) એ ખુદ તરાવીહની નમાઝ મસ્જિદમાં જમાઅત સાથે પઢાવી હતી. પણ ત્યારબાદ ઉમ્મત ઉપર ફર્ઝ થઇ જવાની બીકથી તેને છોડી દીધી હતી. હઝરત આઇશહ (રઝિ.) ફરમાવે છે કે, એ રાતમાં આપ (સ.અ.વ.) એ તરાવીહની નમાઝ પઢાવી ત્યારબાદ લોકો મોટી સંખ્યામાં ભેગા થવા લાગ્યા તો આપ (સ.અ.વ.) રમઝાનની ત્રીજી અથવા ચોથી રાત્રે આપ બહાર નીકળ્યા જ નહીં. પછી સવાર પડતાં આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, તમે લોકો જે કંઇ કરતા હતા તેને હું જોતો હતો પણ હું એવી બીકે બહાર ન નીકળ્યો કે, કયાંક તમારા ઉપર આ (તરાવીહની નમાઝ) ફર્ઝ ન થઇ જાય. (બુખારી, મુસ્લિમ)

વિતરની સાથે તરાવીહની નમાઝ ૧૧,૧૩, ૧૯, ૨૩, ૨૯, ૩૯, ૪૧ રકઅતો સુધી પઢવા માટે સલ્ફ સાલેહીન (નેક પૂર્વજો) થી નકલ થયેલ છે. પરંતુ પ્રમાણિત ફકત અગિયાર રકઅત છે. જેમ કે, હઝરત આઇશહ (રઝિ.) થી રિવાયત નકલ થયેલ છે. કે, (બુખારી, મુસ્લિમ)

આપ (સ.અ.વ.) રમઝાન અથવા ગૈર રમઝાન (રમઝાન સિવાયના દિવસો) માં અગિયાર રકઅતથી વધારે પઢતા ન હતા. અલબત તેર રકઅત પણ પઢવાની એક રિવાયત હઝરત ઇબ્ને અબ્બાસ (રઝિ.) થી થયેલી છે. (બુખારી)

આપ (સ.અ.વ.) તેર રકઅત તહજ્જુદ પઢતા હતા. હઝરત ઉમર બિન ખત્તાબ (રઝિ.) એ ઉબૈબિનકઅબ અને તમીમ દારીને હુકમ આપ્યો કે, લોકોને તરાવીહ અગિયાર રકઅત પઢાવવી. (મુઅત્તા)

અફસોસ ! આજે તરાવીહ એવી ઝડપથી પઢવામાં આવે છે કે, તેમાં નિરાંત વિશ્રામ જરાય લેવામાં જ નથી આવતું. જયારે કે નિરાંતે ધીમે-ધીમે પઢવું પણ નમાઝનો એક હુકમ છે. અને સલ્ફ-સાલેહીન (નેકપૂર્વજો) તો એક-એક રકઅતમાં કેટલીય સુરતો પઢી લેતા હતા ત્યાં સુધી કે તેઓને પઢતાં પઢતાં ઊભા રહેવામાં લાકડીનો સહારો લેવો પડતો.

અમન અને શાંતિનું વાતવરણ હોય તો ઔરતો મસ્જિદમાં તરાવીહની નમાઝ પઢવા જઇ શકે છે. હદીષમાં આવે છે કે, ''લા-તમ્નઊ ઇમાઅલ્લાહિ મસાજિદલ્લાહ'' અલ્લાહની બંદીઓને મસ્જિદમાં જવાથી ન રોકો. રાસ્તાઓમાં બહાર શાંતિ હોવાની સાથે સાથે એ પણ જરૂરી છે કે, ઔરત પર્દા, (નકાબ-બુરખો) ધારણ કરેલી હોય તેમજ અત્તર/ખુશબૂ તેમજ રણકતાં ઘરેણાઓ પહેરેલા ન હોવાની સાથે મોટા અવાજે વાતચીત કરવાથી બચે. અલ્લાહતઆલા ફરમાવે છે કે, ''વલા-યુબ્દીન-ઝીનતહુન્નઇલ્લામા

ઝહરમિન્હા.'' (સુરએ નૂર-૩૧) તમરી શોભા/શણગારને જાહેર ન કરો પણ જે અનાયાસે જાહેર થઇ જાય. યાદ રહે, પુરૂષો વિરૂદ્ધ ઔરતો માટે છેલ્લી સફ (હરોળ) માં પઢવું સુન્નત છે. આપ (સ.અ.વ.) નો ફરમાન છે કે, ''મર્દો માટે સારી સફ (હરોળ) પહેલી સફ છે. જયારે કે, ઔરતો માટે પહેલી સફ (બદતર) (બુરી) સફ છે. અને (ઔરતોની) સારી સફ છેલ્લી છે. (મુસ્લિમ)

## ઈઅતિકાફ

ઈઅતિકાફનું શાબ્દિક અર્થ બંધ રહેવું, રોકાઇ રહેવું અને કોઇ વસ્તુને પકડી રાખવું થાય છે. અને શરીઅતની પરિભાષામાં એક ખાસ કેફિયત સાથે કોઇ વ્યકિત ખુદને મસ્જિદમાં રોકી લે તેને ઈઅતિકાફ કહેવામાં આવે છે.

દરેક ઈબાદત માટે નિય્યત જરૂરી છે અને ઈઅતિકાફ પણ ઈબાદત છે જેથી તેના માટે પણ નિય્યત જરૂરી છે.

ઈઅતિકાફ સુન્નત છે પરંતુ કોઇ વ્યકિત તેને નઝર (માનતા) વડે પોતાના ઉપર જરૂરી કરી લે તો તેને કરી છૂટવું વાજિબ, જરૂરી છે. (ફત્હુલબારી)

માહે રમઝાનના છેલ્લા દસ દિવસોના ઈઅતિકાફની વધુ તાકીદ કરવામાં આવી છે કેમ કે નબી (અ.સ.વ.) એ નિત્યક્રમ અને હંમેશાપણા માટે આજ દિવસો અખત્યાર કર્યા હતા.(બુખારી મુસ્લિમ)

ઈઅતિકાફ ફકત મસ્જિદોમાં કરી શકાય છે. કેમ કે કુર 'આનમાં ઈઅતિકાફ માટે ફકત મસ્જિદોનું જ વર્ણન કરવામાં આવ્યું છે. (સૂરએ અલ્બકરહ આ.નં. ૧૮૭)

ઈઅતિકાફ બધી જ મસ્જિદોમાં જાઇઝ છે. અલબત અમુક ઉલમાએ જામિઅ મસ્જિદમાં તેને અફઝલ ગણ્યું છે.

(નૈલુલઅવતાર, ભાગ-૩, પા. નં. ૨૫૫, ફત્હુલ્બારી ભાગ-૪, પા. નં. ૮૦૬)

ઓરતો પણ મસ્જિદોમાં જ ઈઅતિકાફ કરશે. કેમ કે તેણીઓ માટે આ બાબતમાં શરીઅતમાં કોઇ અલગ હુકમ નથી બલ્કે નબી (સ.અ.વ.) ની બીબીઓ (અઝ'વાજે મુતહિહરાત) પણ મસ્જિદમાં જ ઈઅતિકાફ કરતા હતા.

પત્ની માટે જાઇઝ નથી કે તે પોતાના પતિની રજા વગર ઈઅતિકાફમાં બેસે.

૨૦ રમઝાનુલ્મુબારકની સાંજે ઈઅતિકાફ કરનાર મસ્જિદમાં પહોંચી જાય અને બીજા દિવસ ફજ્ર પછી ઈઅતિકાફની જગ્યામાં દાખલ થઇ જાય.

(તુહ'ફતુલઅહ'વઝી. ભાગ-૩, પા.નં. ૫૮૪, ફૈઝુલ્કદીર ભાગ-૫, પા.નં. ૯૬, ફત્હુલ્બારી ભાગ-૪, પા.નં. ૩૩૩)

ઈઅતિકાફની જગ્યામાં પલંગ અને બીસ્તરો પણ રાખી શકાય. (ઇબ્નેમાજહ)

પતિને જોવા માટે પત્ની મસ્જિદમાં આવી શકે, પતિના માથામાં કાંસકી કરી શકે

અને તેનું માથું ધોવડાવી શકે છે. (બુખારી)

ઈઅતિકાફ કરનારને મસ્જિદમાં ખાવું જાઈઝ છે.

ઈસ્તિહાઝહ (માસિક સમયગાળો પૂરો થઈ જવા પછી પણ ચાલુ રહેતો લોહી) ની બીમારીવાળી સ્ત્રી માટે ઈઅતિકાફમાં બેસવું દુરૂસ્ત છે. (બુખારી)

ઈઅતિકાફ માટે મસ્જિદમાં તંબુ લગાવવું દુરૂસ્ત છે. (બુખારી)

**ઈઅતિકાફ દરમ્યાન મનાઈ કરવામાં આવેલ કામો :**

(૧) કબીરહ ગુનાહો આચરવા, (૨) સંભોગ, હમબીસ્તરી (૩) વગર જરૂરતે મસ્જિદથી બહાર નીકળવું (૪) બીમારની ખબર પૂછવા જવું, જનાઝહમાં શામેલ થવું અને પત્નીથી આલીંગન કરવું (૫) સ્ત્રીઓએ માસિક સમય ગાળામાં ઈઅતિકાફ માટે બેસવું (૬) પતિની રજા વગર ઈઅતિકાફમાં બેસવું.

## લૈલતુલ્કદ્ર (શબે કદ્ર)

અલ્લાહએ ફરમાવ્યું : "લૈલતુલ્કદ્રની ઈબાદત એક હજાર મહીનાની ઈબાદતથી બહેતર છે. તેમાં દરેક કામોને પૂરા પાડવા માટે તેમના રબના હુકમથી ફરિશ્તાઓ અને રૂહ (હઝરત જિબ્રઈલ અ.સ.) ઉતરે છે. આ રાત સર્વસ્વ સલામતીવાળી હોય છે અને પ્રભાત (સવાર) સુધી રહે છે. (સુરએ અલ્કદ્ર આ.નં. ૩-૪-૫)

નબી (સ.અ.વ.) ની હદીષ છે. બેશક આ (બરકતવાળો) મહીનો તમારી પાસે આવ્યો છે. તેને મૂલ્યવાન સમજો. તેમાં એક એવી રાત છે જે હજાર મહીનાથી બહેતર છે. જે વ્યકિત આ રાતની ભલાઈ અને બરકતથી વંચિત (મહરૂમ) રહ્યો તે દરેક પ્રકારની ભલાઈથી દૂર રહ્યો અને તેની ભલાઈ, બરકતથી ફકત તે જ દૂર રહે છે જે દરેક પ્રકારની ભલાઈથી દૂર હોય. (ઈબ્નેમાજહ)

એક અન્ય હદીષમાં છે કે જે વ્યકિત ઈમાન અને સવાબની નિય્યતથી શબેકદ્રમાં કિયામ કરે છે તેના પાછલા ગુનાહ માફ કરી દેવામાં આવે છે. (બુખારી)

કદ્રની રાત કઈ છે તેમાં ખૂબ જ ઈખ્તેલાફ (મતભેદ) છે પરંતુ મજબૂત કથન એ છે કે શબેકદ્ર છેલ્લા દસ દિવસોની તાક રાતો (૨૧, ૨૩, ૨૫, ૨૭, ૨૯) માંથી એક છે. જેમ કે હઝરત આઈશહ (રઝિ.) નું વર્ણન છે કે રસુલ (સ.અ.વ.) એ ફરમાવ્યું શબે કદ્ર રમઝાનના છેલ્લા ૧૦ દિવસોની એકી સંખ્યાની રાતોમાં શોધો. (બુખારી)

નબી (સ.અ.વ.) નું ફરમાન છે કે કદ્રવાળી રાતે જમીન ઉપર ફરિશ્તાઓની સંખ્યા કાંકરીઓની સંખ્યાથી પણ વધુ હોય છે.
(સિલ્સિલતુલ્ અહાદીસિસ્સહીહહ હદીષ નં. ૨૨૦૫)

જેને કદ્રની રાત નસીબ થાય તે આ દુઆ પઢે. **"અલ્લાહુમ્મ ઈન્નકઅફુવ્વુન**

**તુહિબ્બુલ અફ્'વફઅ'ફુઅન્ની.''** (હે અલ્લાહ તૂ ખૂબ માફ કરનાર માફી તને પસંદ છે. તું મને માફ કરી આપ) (તિર્મિઝી)

## માહે રમઝાન ! ઝુટે, ગીબતખોરોંકે લિએ ''રેડ એલર્ટ''

માહે રમઝાન મોમીનોકી દીની વ ઉખરવી ખેતીકા પુરબહાર મૌસમ હે, ઈસ માંહમેં અલ્લાહકી બે પનાહ રહેમતો, બરકતોકી બારીશ બરસતી હે. ઈસ માહે મુકદ્સકે દિન ઔર રાતકા કોઈ લમ્હા (ઘડી) એસા નહીં હે, જીસમેં કલમહગો મુસ્લીમકે લીચે અલ્લાહ કે ઈન્આમ વ ઈકીરામકા નુઝુલ ન હોતા હો. ફીર ઈસ માહકા રોઝા ખુદ ઈતની બળી ઔર એહેમ ઈબાદત હે કે બાકી જીતની ઈબાદતે હૈં અલ્લાહને હર ઈબાદતકા બદલા ઔર ઉસકે અજરો સવાબકો વાઝેહ કર દિચા હે સીવાએ રોઝેકે અલ્લાહને હદીષે કુદ્સીમે ફરમાચા,

''રોઝા મેરી ખાસ ઈબાદત હૈ, (જો હર કીસમકે રીચાઅ ઔર દિખાવેસે પાક હે) ઔર ઈસકા બદલાભી મૈંહી (કચામતકે દિન) દુંગા.''

મોહમ્મદુર રસુલુલ્લાહ (સ.અ.વ.) ને ફરમાચા જિસને ઈમાન ઔર અજરો સવાબકી નિય્યતસે રોઝા રખ્ખા ઉસકે તમામ પીછલે ગુનાહ માફ હો જાએંગે.

ખુશકિસ્મત હૈં વોહ અલ્લાહકે બંદે ઔર બંદીચાં જીન્હોને ફીરસે નેકીચોંકે ઈસ ખઝાનેકો પાચા. ઔર ઉસકી બરકતોં રહેમતોંકો અપને દામનમેં સમેટનેકા ઉન્હે મૌકા મિલા, વહીં કુછ બદ્કિસ્મત લોગભી હૈં, જીન્હે રમઝાનકા મહીના ઔર ઉસકે રોઝે સીવાએ ભુક વ પ્યાસ ઔર ''મહેનત બરબાદ ગુનાહ લાઝીમ કે ઔર કુછ નહિ દે શકતે, ઓર ચેહ બદનસીબ હે, રોઝા રખકર ઝુટ બોલનેવાલે, લોગોકી ઈઝઝત વ આબરૂકી ધજજીચાં બીખેરકર ઉનકી ગીબતેં કરનેવાલે, જુઠે ગીબતખોર મર્દ ઔર ઔરતે. !''

જુઠ તમામતર શર્રોફસાદકી જળ હે, જીસસે આદમીકે આમાલકી કભી ઈસ્લાહ નહી હોતી બલકે આમાલ બરબાદ હો જાતે હૈં. અલ્લાહ રબ્બુલ ઈઝઝતને ફરમાચા, મોમિનો ! અલ્લાહસે ડરો. ઔર સચ્ચી બાત કહો ! (જુઠ ન બોલો) તો અલ્લાહ તુમ્હારે આઅમાલકી ઈસ્લાહ કરેગા. ઔર તુમ્હારે ગુનાહ માફ કર દેગા.

સુનન અબુ દાઉદમે-બાબુલ ગીબતે લિસ્સાઈમ ''રોઝેમે ગીબત કરના'' ઉનવાન કે તહત અબુ હુરૈરહ રઝી. સે દો હદીષે નકલ કી ગઈ હૈં. ''રસુલુલ્લાહ (સ.અ.વ.) ને ફરમાચા, જો શખ્સ બેહુદા બાતેં બોલના (જુઠ) ઔર બુરે કામ કરના, (ગીબત) ન છોળે તો અલ્લાહ કો ઉસકે ખાના-પીના છોળનેકી કુછ હાજત નહી.

આપને ફરમાચા રોઝાહદાર બેહુદા ન બકે ઔર જહાલતભી ન કરે, અગર કોઈ ઉસસે લળે ચા ગાલીચાં દે તો કહેદે કે મૈં રોઝેસે હું.

**જુઠોકા ઠીકાના :**

મોહમ્મદુર રસુલુલ્લાહ (સ.અ.વ.) ને ફરમાચા, વેલ હે જુઠે કે લીચે જો લોગોંકો

હસાને કે લીયે જુઠ બોલતા હૈ, વૈલ હૈ ઉસ્કે લીયે, વૈલ હૈ ઉસ્કે લીયે. (અબૂદાઉદ) (વૈલ જહન્નમમેં એક વાદી હે જીસમે ઈસ કદર સખ્ત આગ હે કે ખુદ જહન્નમ હર દિન અલ્લાહસે ચારસો મરતબા વૈલસે પનાહ માંગતી હે) જુઠ બોલનેવાલે લોગ ઈસ વૈલમેં દાખિલ હોંગે.

હઝરત અબ્દુલ્લાહ બિન આમિર સે રીવાયત હે કી, મેરી માંને મુજે એકરોઝ બુલાયા ઔર રસુલુલ્લાહ (સ.અ.વ.) હમારે ઘરમેં બૈઠે હુવેથે, માંને કહા ઈધર આ મેં  તુજે ચીજ દુંગી, આપ (સ.અ.વ.) ને પુછા તુને કયા ચીઝ દેનેકી નિય્યત કી હે, મેરી માને કહાં મેં ઈસે ખજુર દુંગી, ફરમાયા અગર તું કુછ ન દેતી તો તુજ પર એક જુઠકા ગુનાહ લીખ્ખા જાતા.

મતલબ યે હે કે મઝાકમે યાં બહેલાને ફુસલાને કે લીયે ભી જુઠ બોલના હરામ હે અકસર લોગ ઔર ખાસકર માંએ ઈસ બલામે ગીરફતાર હે.

ઈસી તરહા કીસી સુની-સુનાઈ બાતકો બીલા તેહકીક બક દેના ભી જુટ હે. (અબુદાઉદ)

મેઅરાજ કી રાત રસુલુલ્લાહ (સ.અ.વ.) ને એક શખ્સકો દેખા થા કી લોહેકે આંકડોસે ઉસકે ગલફળે (જડબા) ચીરે જા રહે હે, આપ (સ.અ.વ.) ને પુછા યે કૌન બદ બખ્ત હે ? જવાબ મીલા કે યુ જુઠા આદમી હે.

જુઠ બોલનેવાલે, ગીબતેં કરનેવાલોં કે લીયે રમઝાન એક તમ્બીહ (ચેતવણી) ઔર રેડ એલર્ટ હે. અગર રમઝાન કો પાકરભી ઈસ ગુનાહસે અપને આપકો બાઝ ન રખ્ખા ઔર અપની ગંદી ઝબાનોંકો લગામ નહીં દી તો એસે લોગોકે લીયે ન રમઝાન મુબારક હે, ઔર ન ઉંનકે ભુકે-પ્યાસે રહેનેકી અલ્લાહકો કોઈ જરૂરત હે.

## જુમ્અતુલ્વિદાઅની શરઈ હેસીયત

રમઝાનના આ પવિત્ર માસમાં અમુક એવી બિદઅતો (નવા કામ) રિવાજ પામી ચૂકી છે જે દિવસે દિવસે વધુને વધુ વકરતી જાય છે. આ બિદ'અતો પૈકી 'જુમ્અતુલ્વિદાઅ' (રમઝાનનો છેલ્લો જુમ્અહ) પણ છે જેને ખૂબ જ રંગેચંગે ઉજવવામાં આવે છે.

જુમ્અહની મહત્વતા (અહેમિય્યત) ફઝીલત, વિશેષતાથી કોઈપણ ઈમાનદાર માણસને ઈન્કાર હોઈ જ ન શકે. તેમાં કોઈ શંકા નથી કે જુમ્અહનો દિવસ ખૂબ જ બરકતવાળો અને અઠવાડિયાના બધા જ દિવસોમાં સૌથી સારો દિવસ છે. હદીષમાં તેની ફઝીલત આ પ્રમાણે બયાન થઈ છે, હઝરત અબુહુરૈરહ (રઝિ.) થી વર્ણન છે કે નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું તે સૌથી સારો દિવસ જેના ઉપર સૂર્યોદય થતો હોય તે જુમ્અહનો દિવસ છે. તે જ દિવસે અલ્લાહે હ.આદમ (અ.સ.) ને પૈદા કર્યા તે જ દિવસે તેઓ જન્નતમાં દાખલ થયા અને તે જ દિવસ તેઓ જન્નતથી બહાર કરવામાં આવ્યા અને તે જ

દિવસે કયામત કાયમ થશે. (મુસ્લિમ હદીષ નં. ૮૫૪)

નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું જુમ્અહના દિવસે એક સમય (પળ) એવો આવે છે કે કોઇ ઇમાનદાર વ્યકિત તેને પ્રાપ્ત કરી લે અને તેમાં જે પણ દુઆ કરે તેની દુઆ કબુલ થશે. (મુસ્લિમ હદીષ નં. ૮૫૨) આવી બધી જ હદીષો જે જુમ્અહની ફઝીલત બાબત વર્ણવાયેલ છે તે વરસ દરમ્યાન આવતા બધા જ જુમ્અહને આવરી લે છે અલબત્ત જે જુમ્અહ રમઝાન માસ દરમ્યાન આવે છે, રમઝાનની ફઝીલત અને વિશિષ્ટતાને લીધે તેમની પણ ફઝીલત વધી જાય છે તેમાં બેમત નથી. પરંતુ અહીં થોડાક પ્રશ્નો ઊભા થાય છે. જેના ઉપર શાંતિથી વિચાર વિમર્શ કરવું જરૂરી બને છે.

- શું ફકત રમઝાનના છેલ્લા જુમ્અહને વરસના બધા જુમ્અહ કરતા વધારે વિશિષ્ટતા આપવી યોગ્ય છે ?
- શું રમઝાનના છેલ્લા જુમ્અહને જુમ્અતુલ્વિદાઅ કહેવાનો શરિયતમાં પુરાવો મળે છે ?
- શું રમઝાનનો છેલ્લો જુમ્અહ અદા કરવા માટે નજીકની નાની મોટી મસ્જિદો મૂકી શહેરની મસ્જિદોમાં જવું જાઇઝ છે ?
- શું રમઝાન માસની પુર્ણાહુતિ અને જુદાઇ (વિરહ) માં ગમ-અફસોસ અને શોક વ્યકત કરવો શરિયત માન્ય છે ?

ઉપરોકત અમુક બાબતો વિશે વિચારીએ રમઝાનના છેલ્લા જુમ્અહને જુમ્અતુલ્વિદાઅથી સંબોધિત કરવું. આ સંબોધન અને ઉપમાં ખુદ એક બિદઅત (દીનમાં નવું કામ) છે. શરિઅતમાં કયાંય આ સંબોધન મળતું નથી.

આ ઉપમાંનું સહાબહ (રઝિ.) તાબીઇન કે તેમના પછીના કોઇ ઇમામોએ પણ ઉપયોગ કર્યો નથી. બલ્કે આ આધુનિક ઉપમા છે જે ભારત અને પાકિસ્તાનમાં ઘડાઇ છે. રમઝાનના આ છેલ્લા જુમ્અહ માટે લોકો ખાસ વ્યવસ્થા કરે છે તેના માટે ખાસ પ્રકારની તૈયારીઓ કરવામાં આવે છે. નવા-નવા વસ્ત્રો ધારણ કરે છે અને આજના દિવસે એવો માણસ પણ મસ્જિદમાં ચાલ્યો આવે છે જે આખા વરસ દરમ્યાન મસ્જિદમાં ડોકાતો પણ નથી. મસ્જિદો લોકોની ભીડથી ઉભરાઇ જતી હોય છે. આ એકદમ જાહેર હકીકત છે કે બન્દએ મુઅમિન ઇમાનદાર માણસ ઉપર પાંચ ટાઇમની નમાઝોની જેમ જુમ્અહ પણ ફરજ છે અને જુમ્અહ છોડી દેવા બાબતે રસુલુલ્લાહ (સ.અ.વ.) ની હદીષોમાં ખૂબજ સખ્ત શબ્દો આવ્યા છે. એક હદીષમાં રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, લોકો જુમ્અહ છોડી દેવાથી દૂર રહે, નહીં તો અલ્લાહ તેમના દિલો પણ સીલ મારી દેશે અને તેઓ ગાફિલ, ધ્યાન બહેરા થઇ જશે. (મુસ્લિમ હ.નં. ૮૬૫)

અમુક જગ્યાએ જાહેર રિવાજ થઇ ગયો છે કે ઇમામ છેલ્લા જુમ્અહના ખુત્બહ (પ્રવચન) માં રમઝાનના પસાર થઇ જવા પર અફસોસ અને શોક વ્યકત કરે છે તેમજ અલ્વિદાઅ અલ્વિદાઅ-યા-શહર-રમઝાન, અથવા અલ્ફિરાક અલ્ફિરાકની સદાઓ લગાડે છે અથવા રૂખસદીના શેઅર (પંકિતઓ) ગાતા હોય છે. ઇમામનું આ કાર્ય પણ સુન્નત

વિરૂદ્ધનું અયોગ્ય કાર્ય છે.

જાણી લેવું જોઈએ કે દીને ઈસ્લામની તાલીમ એકદમ ખુલ્લી અને દિવસના અજવાળા સમાન પ્રકાશમય છે. અલ્લાહની આ મહેરબાની છે કે તેણે મુહમ્મદ (સ.અ.વ.) ને આપણા માટે આદર્શ નમૂનો અને અનુકરણીય વ્યકિત બનાવી દીને ઈસ્લામને તેમના ઉપર સંપૂર્ણ કરી દીધું. નબી (સ.અ.વ.) એ કયામત સુધી આવનારી તમામ સમયસ્યાઓનો હલ અને નિરાકરણ કરી આપ્યું છે. મુસલમાનો માટે જરૂરી છે તેઓ પોતાના દરેક કાર્યોમાં નબી (સ.અ.વ.) ની વાત, તેમના કાર્ય અને તરીકાને પોતાના માટે નમૂનો બનાવે. કેમ કે નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે ‘‘મેં કોઈપણ એવી વસ્તુ નથી છોડી જે તમને અલ્લાહથી નજીક કરનારી હોય પણ મેં તમને તેનો હુકમ આપી દીધો છે અને કોઈ એવી વસ્તુ પણ નથી છોડી જે તમને અલ્લાહથી દૂર કરનારી હોય પણ મેં તમને તેની જાણ કરી દીધી છે અને તેનાથી રોકયા છે.’’

(અલ્મુઅજમુલ-કબીરલિતબ્રાની હ.નં. ૧૬૪૭)

રમઝાનના છેલ્લા જુમ્અહ વિશે અમુક લોકોની એ પણ માન્યતા છે કે આ જુમ્અહના દિવસે જે માણસ પાંચેય ટાઈમની નમાઝો પાબંદી સાથે અદા કરી લેશે તો તેની ગયા વરસની રહી ગયેલી નમાઝો પૂરી થઈ જશે. થઈ શકે છે કે આ ખોટી માન્યતા લોકોના દિલ અને દિમાગમાં એક બનાવટી અને જૂઠી હદીષના લીધે ઘર કરી ગઈ હોય ?

જેમાં વર્ણન છે કે જે માણસ રમઝાનના અંતિમ જુમ્અહના દિવસ અને રાત્રિ દરમ્યાન પાંચેય ટાઈમની નમાઝો પઢી લે તો આ નમાઝો તેના ગયા વરસ દરમ્યાન રહી ગયેલ નુકસાનગ્રસ્ત નમાઝોની ભરપાઈ કરી આપશે.

ઉપરોકત હદીષને અલ્લામહ શૌકાની (રહ.) અલ્ફવાઈદુલ્મજમૂઅહ ફિલઅહાદીષિલ મવઝૂઅહના પા.નં.પ૪ ઉપર વર્ણન કરી લખે છે આ હદીષ જૂઠી, ખોટી છે તેમાં કોઈ શંકા નથી.

અલ્લાહતઆલા આપણને સુન્નત મુજબ અમલ કરવાની અને બિદઅત, ખોટા કામોથી બચતા રહેવાની તૌફીક આપે. આમીન.

## માહે રમઝાનની પુર્ણાહુતિ

રમઝાન મહીનો આપણી વચ્ચેથી રૂખ્સત થવાનો છે જેણે નેકઅમલની સાથે રમઝાનને રૂખ્સત કર્યો છે તે અલ્લાહનો એહસાન માને અને જેઓ રમઝાન મહીનામાં પણ તેનો લાભ મેળવી ન શકયા અને ગુનાહિત બદઅમલ અને અલ્લાહની નાફરમાનીમાં રમઝાનને રૂખ્તસ કર્યું તેઓ કમનસીબ છે અને તેવા લોકોને અલ્લાહના દરબારમાં તોબહ કરવી જોઈએ.

અલ્લાહતઆલાએ તેની વધુ નીકટ પહોંચવા તેમજ ઈમાનમાં મજબુતી હાસિલ

કરવા તેમજ નેકીના કાર્યોમાં વધુ પ્રોત્સાહન આપવા માટે આ મુબારક મહીનાના સમાપન સમયે સદકાએ ફિત્ર અને તકબીરો જેવા અમલ શરીઅતમાં રાખેલ છે. તકબીરો ઘરમાં, મસ્જિદમાં, બાજારોમાં, શેરીઓમાં બુલંદ (મોટા) અવાજથી પઢવી જોઈએ પણ સ્ત્રીઓને ધીમે અવાજે પઢવી સુન્નત છે.

**અલ્લાહુ અકબર-અલ્લાહુ અકબર-લાઈલાહ ઈલ્લલ્લાહ**

**વલ્લાહુ અકબર-અલ્લાહુ અકબર વ લિલ્લાહિલહમ્દ.**

ઇદની નમાઝ માટે આપ (સ.અ.વ.) એ ઔરતોને ઇદગાહ જવાનો હુકમ આપ્યો છે. હઝરત ઉમ્મે-અતિય્યહ ફરમાવે છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ અમને હુકમ આપ્યો કે, કુંવારી, ઓઝલ, પર્દાનશીન ઔરતો અને માસિક ધર્મવાળી ઔરતોને પણ ઇદગાહમાં લઇને જઇએ. અલબત્ત માસિક ધર્મગ્રસ્ત ઔરતો નમાઝ પઢવાથી દૂર રહે પણ મુસલમાનોની દુઆઓમાં શામેલ થઇ જાય. ઉમ્મેઅતિય્યહ (રઝિ.) ફરમાવે છે કે, મેં પૂછ્યું, પણ અમારામાંથી અમુક સ્ત્રીઓ પાસે નકાબ (ચાદર) નથી ? તો આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, પોતાની સાથે બહેનની ચાદરમાં શામેલ થઇ (એક ચાદરમાં બે જણીઓ) પરદામાં જાય. (બુખારી/મુસ્લિમ)

ઇદની નમાઝ પહેલાં અમુક ખજૂરો ખાઇને ઇદગાહમાં જવું સુન્નત છે. હઝરત અનસ (રઝિ.) ફરમાવે છે કે, ઇદના દિવસે અમુક તાક (એકી સંખ્યામાં) ખજૂરો ખાઇને આપ (સ.અ.વ.) ઇદગાહ જતા હતા. (બુખારી/અહમદ)

જો કોઇ મજબુરી ન હોય તો ઇદગાહમાં પગપાળા જવું સુન્નત છે પણ કમજોરી અથવા દુઃખાવા સબબ કોઈપણ વાહન (સવારી) થી ઇદગાહ જઇ શકાય છે જેમ કે, હઝરત અલી (રઝિ.) ફરમાવે છે કે, ઇદગાહ પગપાળા જવું સુન્નત છે. (તિર્મિઝી)

લોકો ઘણી જ આજિઝી સાથે તેમજ અલ્લાહનો ડર ખૌફ રાખી ઇદની નમાઝ પઢે અને અલ્લાહનો ઝિક્ર તકબીરો ઉંચા અવાજે પઢે અને એક મેદાનમાં લોકોના જનસમૂહની વચ્ચે આખિરત (પરલોક) ના હસ્રના મેદાનમાં ભેગા થનારા જનસમૂહનો બોધપાઠ હાસલ કરે, અને રમઝાન મહીનો હાસલ થતાં તેમાં રોઝહ, નમાઝ, તિલાવત, સદકો, ખૈરાત જેવી ઈબાદતો અલ્લાહની તાબેદારીમાં કરવાની તૌફીક મળવાને કારણે રાજી થાય.

રમઝાન પૂરો થઇ જશે પણ મોમિનોને કરવાના અમલો જીવનભર બાકી રહે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

''વઅબુદ-રબ્બક-હત્તા-યઅતિયકલ-યકીન.'' (સુરએ હિજ્ર-૯૯) તમારા રબની જીવનના અંત સુધી ઈબાદત કરો. આપ (સ.અ.વ.) ફરમાવે છે કે, જયારે ઈન્સાન મરી જાય છે ત્યારે તેનો અમલ કપાઇ જાય છે. (અલ્હદીષ)

તેથી રમઝાન મહીનો પૂરો થઇ ગયો હોય છતાં રોઝાની ઈબાદત તો આખા વરસ દરમિયાન સમયાનુસાર આવતી રહે છે. દા.ત. શશઈદના રોઝા હઝરત અબુએેયુબ

અન્સારી (રઝિ.) ફરમાવે છે કે, જે વ્યકિત રમઝાનના રોઝાઓ રાખ્યા બાદ, શવ્વાલના છ રોઝાઓ રાખે તો સમજો તેણે પૂરો એક ઝમાનો (યુગ) રોઝાઓમાં જ પસાર કર્યો. (મુસ્લિમ)

યૌમેઅર્ફહના રોઝા (વિશે આપ (સ.વ.સ.) ને પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું કે, (આ રોઝો) આગલા અને પાછલા વરસનો કફ્ફારો છે. (મુસ્લિમ)

આશુરહના રોઝા વિષે ફરમાવ્યુ કે, વીતેલા એક વરસનો કફ્ફારો છે. (હદીષ)

હઝરત અબ્બુહુરૈરહ (રઝિ.) થી રિવાયત છે કે.આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, સોમવાર  અને ગુરૂવારે અલ્લાહ પાસે અમલો રજૂ કરવામાં આવે છે મને એ પસંદ છે કે, જયારે મારા અમલો અલ્લાહના દરબારમાં રજૂ થાય ત્યારે હું રોઝાથી રહું (તિર્મિઝી)

હઝરત અબુહુરૈરહથી રિવાયત છે કે, ફર્ઝ નમાઝ પછી અફઝલ નમાઝ રાતનો કયામ છે. (મુસ્લિમ) બીજી રિવાયતમાં આપ (સ.અ.વ.) એ ફરમાવેલ છે કે, જયારે ૧૧૩ ભાગ રાતનો સમય બાકી હોય છે ત્યારે અલ્લાહતઆલા આસમાને દુનિયા ઉપર આવે છે અને કહે છે કે, છે કોઇ મને પુકારનાર કે હું તેની દુઆ કબુલ કરૂં. છે, કોઇ મારી પાસેથી કાંઇ માંગનાર કે હું તેને આપું અને મારી પાસેથી કોઇ મગફિરત (ગુનાહોથી બક્ષિશ) માંગે તો હું તેને બખ્શીશ દઉં. (બુખારી/મુસ્લિમ)

હે ઈલાહલ આલમીન પૂર્ણ થતા રમઝાનની સાથે અમારા ગુનાહો ઉપર પણ પૂર્ણવિરામ મૂકી દે અને આવતા રમઝાન, જીવનની અંતિમ પળો સુધી ઈમાન અને નેક અમલ ઉપર સાબિત કદમ રાખ. આમીન.

## સદકતૂલ ફિત્ર

સદકએ ફિત્ર ફરજિયાત છે. સદકએ ફિત્રનો મકસદ (હેતુ) રોજા દરમ્યાન થયેલા ગુનાહોથી ખુદને પાક સાફ કરવું છે. સદકએ ફિત્ર ઇદની નમાઝ પહેલા અદા કરવું જોઇએ. ઇદની નમાઝ પછી તે સામાન્ય સદકો ગણાશે. સદકએ ફિત્રના હકદાર તે જ લોકો છે, જે ઝકાતના હકદાર છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રઝિ.) થી વર્ણન છે કે રસુલ (સ.અ.વ.) એ સદકએ ફિત્ર રોઝા રાખનારને ખરાબ કામોથી સ્વચ્છ, પાક કરવા માટે તેમજ મહોતાજો, જરૂરિયાતમંદોનાં ખાવા માટેનું આયોજન કરવા માટે ફરજિયાત કર્યું છે. જેણે ઇદની નમાઝ પહેલા આપ્યું તેનું સદકએ ફિત્ર અદા થઇ ગયું અને જેણે ઇદની નમાઝ પછી આપ્યું તેનું સદકએ ફિત્ર સામાન્ય સદકા બરાબર ગણવામાં આવશે. (અહમદ, ઇબ્નેમાજહ)

સદકએ ફિત્રનું પ્રમાણ, માપ એક સાઅ એટલે કે અઢી કિલોગ્રામ બરાબર છે.

સદકએ ફિત્ર દરેક મુસલમાન ગુલામ હોય કે આઝાદ, સ્ત્રી હોય કે પુરૂષ, નાનો હોય કે મોટો, રોજો રાખનારો હોય કે ન રાખનાર હોય, ઝકાત આપવા પાત્ર હોય કે ન હોય

બધા ઉપર ફરજિયાત છે.

સદકએ ફિત્ર અનાજ સ્વરૂપે આપવું અફઝલ છે. ઘઉં, ચોખા, જવ, ખજૂર, દ્રાક્ષ અથવા પનીરમાંથી જે વસ્તુ ઉપયોગ હેઠળ હોય તે જ આપવું જોઈએ. હઝરત અબુસઈદ ફરમાવે છે કે અમે એક સાઅ અનાજ અથવા એક સાઅ ખજૂર કે એક સાઅ જવ અથવા એક સાઅ દ્રાક્ષ તેમજ એક સાઅ પનીર સ્વરૂપે સદકએ ફિત્ર આપતા હતા. (બુખારી, મુસ્લિમ) સદકએ ફિત્ર આપવાનો સમય છેલ્લો રોઝો ઈફતાર કર્યા પછી શરૂ થાય છે પરંતુ ઈદથી એક અથવા બે દિવસ પહેલા આપી શકાય છે. સદકએ ફિત્ર ઘરના વડીલે ઘરના દરેક સભ્યો, પત્ની, બાળકો અને નોકરો તરફથી અદા કરવું જોઈએ.

હઝરત નાફેઅ રઝી. કહે છે કે અબ્દુલ્લાહ બિન ઉમર (રઝિ.) ઘરના નાના-મોટા તમામ સભ્યો તરફથી સદકએ ફિત્ર આપતા હતા. અહીં સુધી કે મારા બાળકો તરફથી પણ આપી દેતા હતા. (હઝરત નાફેઅ અબ્દુલ્લાહ બિન ઉમરના ગુલામ હતા) અને અબ્દુલ્લાહ બિન ઉમર તેવા લોકોને આપતા હતા જે તેને સ્વીકારતા હતા. તેમજ ઈદના એક બે દિવસ અગાઉ આપતા હતા. (બુખારી)

## ઝકાત

ઝકાત આપવી ઈસ્લામનો એક મૂળભૂત હુકમ છે. જેના ફરજિયાત હોવા બાબત ઉમ્મતના તમામ મુસલમાનોની સહમતિ છે. અને જાણી જોઈને તેના ફર્ઝ હોવાનો ઈન્કાર કરનાર મુર્તદ (ધર્મથી ફરી જનાર) છે. અને તેને અદા કરવામાં કંજૂસી તેમજ બેપરવાહી વર્તનાર ઈકાબ (સજાપાત્ર) નો મુસ્તહિક કરાર અપાયેલ છે. કુર્આન અને હદીષમાં ઘણી જગ્યાએ ઝકાતનો વર્ણન છે. અલ્લાહનો ફરમાન છે કે, "વઅકીમુસ્સલાત વઆતુઝઝકાત." (સુરએમુઝમ્મિલ) નમાઝ કાયમ કરો અને ઝકાત આપો.

રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવે છે કે, ઈસ્લામની ઈમારત પાંચ મૂળભૂત સ્થંભ ઉપર આધારિત છે. તૌહીદ, નમાઝ કાયમ કરવી, ઝકાત અદા કરવી, રોઝહ રાખવા અને બૈતુલ્લાહનો હજ કરવો. (મુસ્લિમ)

**ઝકાત ચાર વસ્તુઓ ઉપર વાજિબ છે :**

(૧) જમીનની ઉપજ પછી તે ઉપજ અનાજની હોય, ફળફૂટની હોય અથવા શાકભાજીની હોય અલ્લાહતઆલા ફરમાવે છે કે,

હે મોમિનો, તમારી શુદ્ધ (પવિત્ર) કમાણીમાંથી અને તે જમીનની ઉપજમાંથી જે અમોએ તમારા માટે જમીનમાં ઉગાવેલ છે ખર્ચ કરો. (સુરએ બકરહ ૨૬૭) બીજી જગ્યાએ અલ્લાહ ફરમાવે છે કે, પાક ઉતરતા જ માલનો હક અદા કરો. (ઝકાત અદા કરો) (સુરએ અનઆમ ૧૪૧) યાદ રહે કે ઝકાત વાજિબ ત્યારે જ થાય છે જયારે માલ ઝકાત કાઢવા માટે શરીઅતે નક્કી કરેલ પ્રમાણમાં પહોંચ્યું હોય છે. જયારે જમીનની ઉપજનો પ્રમાણ પાંચ વષક થાય. જો મજકુર પ્રમાણમાં ઉપજ એવી જમીનથી થાય કે જેની સિંચાઈ ફક્ત

વરસાદથી થઇ હોય અથવા જમીન એવી પાણીદાર હોય કે જેમાં સિંચાઇના પાણીની આવશ્યકતા ન પડી હોય તો તેવા પાકની ઉપજનો દશમો ભાગ ઝકાત કાઢવી પડશે. અલબત્ત મજકુર પ્રમાણથી ઓછી ઉપજ ઉપર ઝકાત વાજીબ નથી.

જો જમીનની સિચાઇ રહટ (ચરખડી) અથવા અન્ય સાધનો (મશીન મોટર્સ ડીપવેલ) વગેરેથી કરવામાં આવી હોય તો તેના ઉપજનો ૨૦મો ભાગ કાઢવો જરૂરી છે. યાદ રહેં અહીં પણ પ્રમાણ કરતાં ઓછી ઉપજ ઉપર ઝકાત વાજીબ નથી. હા ! પરંતુ જો નફલી ઇબાદત તરીકે સદકો ખૈરાત આપવું હોય તો આપી શકે છે.

આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું પાંચ વષક (૫ કવીન્ટલ ૧૨ કિલો) ઓછા પ્રમાણની ઉપજ ઉપર ઝકાત નથી. બીજી જગ્યાએ ફરમાવ્યું છે કે, વરસાદથી ખેતરની સિંચાઇ થઇ હોય તેવી ઉપજ ઝકાતના નક્કી કરેલ પ્રમાણ મુજબ હોય તો, ૧૦ મો હિસ્સો (ભાગ) ઝકાત આપવી વાજિબ છે. અલબત્ત શાકભાજી, ફળફ્રૂટ, કાકડી અને સફરજનની ઉપજ ઉપર ઝકાત નથી. હા ! જો એ વસ્તુનો વેપાર વેચાણ કરી આવક ઊભી કરવામાં આવે તો તેવી સ્થિતિમાં ઝકાતના નક્કી પ્રમાણ મુજબ આવકને એક વર્ષ વીતી જાય તો તે રકમ ઉપર ઝકાત નીકળશે.

(૨) (બહાર ચરનાર) બિનપાલક ઉંટ-ગાય-ઘેંટા-બકરા જે દૂધ ઉત્પાદન તેમજ પશુધન વધારવા રાખવામાં આવેલ હોય અને તે ઝકાતના નક્કી પ્રમાણ મુજબ વધી જાય તો તે વસ્તુઓની ઝકાત કાઢવી પડશે. જેની પાસે પાંચ ઊંટ અથવા ૩૦ ગાય અથવા ૪૦ બકરીઓ હોય તેવો માલધારી ઝકાત કાઢવાને લાયક થઇ જશે અને તેની પાસે ઉંટો હોય તો એક ઉંટ અને ગાયો હોય તો એક ગાય અને બકરીઓ હોય તો એક બકરી ઝકાત કાઢવી પડશે. (ઝકાત નીકાળવા માટે પશુધનનો પ્રમાણ ઉપર જણાવેલ છે તે પ્રમાણે હોય તો) અલબત્ત ઘરમાં પાળવામાં આવે તો ઝકાત લાગુ પડશે નહીં. જો વેપાર/વેચાણ અથવા બાર બરદારી (વજન ઉંચકવા માટે) માટે આ જાનવરો રાખવામાં આવેલ હોય તો તેની ઝકાત જાહેર વ્યાપારિક વસ્તુઓ પ્રમાણે નીકાળવી પડશે.

(૩) સોનું-ચાંદી જો ઝકાતના નક્કી પ્રમાણ મુજબ પહોંચે તો તેની ઝકાત કાઢવી વાજિબ છે. પછી તે સિક્કાના સ્વરૂપમાં હોય અથવા ઘરેણાના સ્વરૂપમાં હોય અથવા તો તેના અસલી સ્વરૂપ (લગડી/બિસ્કીટ ગમે તે સ્વરૂપ) માં હોય કોઇને થોડા સમય માટે આપેલ હોય અથવા ન અપાયો હોય. જેમ કે, હઝરત આઇશહ (રઝિ.) ફરમાવે છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) મારી પાસે આવ્યા અને મારા હાથમાં ચાંદીની અંગુઠી જોઇને ફરમાવ્યું કે, આઇશહ આ શું છે ? તેણીએ ફરમાવ્યું કે, આપની ખાતર શણગાર કરવા તૈયાર કરાવી છે. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, તેની ઝકાત કાઢો છો ? જવાબ આપ્યું નહીં, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, તને જહન્નમમાં પહોંચવા માટે આ પૂરતી છે. (અબુદાઉદ/બૈહકી)

યાદ રહે કે, ૭.૫ (સાડા સાત) તોલા સોનું અથવા પર.૫ (સાડા બાવર) તોલા

ચાંદી હોય, તો તેવા માણસો ઝકાત કાઢવા સાહિબેનિસાબ લેખાશે. પણ તેનાથી ઓછા પ્રમાણમાં હોય તો ઝકાત વાજિબ નથી. રોકડ રકમની ઝકાત પણ એજ પ્રમાણે સોના અને ચાંદીના ઝકાતના પ્રમાણની કિમત દ્વારા આંકીને નીકાળવી પડશે. સોના ચાંદી સિવાય અન્ય ધાતુ ઉપર ઝકાત નથી. પરંતુ શર્ત એ કે તે ધાતુઓ વેપાર/વેચાણ માટે ન હોય. પછી તે ધાતુઓ કિમતમાં વધુ હોય તો પણ.

(૪) તમામ વાણિજય વેપારની વસ્તુઓ/માલ ઉપર ઝકાત વાજિબ છે. શરત એ કે, તે માલ ઝકાતના નક્કી પ્રમાણ સુધી પહોંચી જાય અને તેની ઉપર એક વરસ વીતી જાય તો નક્કી પ્રમાણ ઉપર એક વરસ વીતી જતા તે માલનો ચાલીસમો હિસ્સો કાઢવો પડશે.

યાદ રહે, કિમત આંકતી વખતે (સ્ટોક ગણતરી કરતી વખતે) નાનો મોટો દરેક ખરીદ/વેપારનો માલ ગણી તેની કિમત કાઢીને કિમત સાથે રોકડ રકમ અને બેન્ક બેલેન્સ મેળવી લઈને) કુલ રકમનો ૪૦મો ભાગ (એટલે કે, સેંકડે અઢી રૂપિયા) ઝકાત નીકાળવામાં આવે. તે સિવાય ખાવા-પીવાની, ઓઢવા-પાથરવાની, સવારી કરવાની વગેરે જરૂરિયાત મુજબ ઉપયોગમાં લેવાતી વસ્તુઓ ઉપર ઝકાત નથી. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે "મુસલમાનના ગુલામો અને ઘોડાઓ ઉપર ઝકાત નથી." તે સિવાય ભાડુઆતી ઘર-મકાન-જાયદાદ-વાહનોની પણ ઝકાત ત્યારે નીકાળવી પડશે, જયારે ભાડાની આવક ઝકાતના નક્કી કરેલ પ્રમાણ સુધી પહોંચે, અને તે આવક ઉપર એક વરસ વીતી ગયેલ હોય તેના પહેલા ઝકાત વાજિબ નથી.

ભાઈઓ ! તમારા માલની ખુશી-ખુશી ઝકાત અદા કરતા રહો કેમ કે, એ ગનીમત (લાભકારક વળતર) છે, તાવાન (દંડ) નથી. તેમાં નફો છે, નુકસાની નથી. અને ઝકાતના માલને સારૂં ગણો અને (ઝકાત) અદા કરેલ ખર્ચ કબૂલ થવાની તેમજ બાકી વધેલા માલની અંદર બરકત થાય તેવી અલ્લાહ પાસે ઉમ્મીદ રાખો.

**તાકીદ : સોના-ચાંદીનો આજકાલ જે ભાવ ચાલતો હોય તે પ્રમાણે જ કિમત આંકવી જોઈએ. (જે ભાવે સોનું-ચાંદી ખરીદ્યું હોય તે ભાવથી ગણતરી કરી શકાશે નહીં)**

## કુર્આનમજીદ પઢવા અને સાંભળવાના નિયમો

કુર્આન મજીદ અલ્લાહતઆલાનો ઉતારેલો કલામ છે. જેની તિલાવત ઈબાદત છે. તે ઈબાદતનું ઉચ્ચારણ સારી રીતે થાય તે માટે શરીઅતે તેના પઢવાના અને સાંભળવાના અમુક નિયમો, શર્તો અને શિસ્ત લાગુ કરી છે, જેમનું પાલન કરવું ખૂબ જરૂરી છે. અત્રે તેના આદાબ અને નિયમોનું વર્ણન કરવામાં આવે છે.

(૧) કુર્આન મજીદની તિલાવત કરતાં પહેલા નિય્યત ચોખ્ખી રાખવી જોઈએ અને તિલાવત કરવાથી સવાબ હાસલ થવાનો જ મકસદ હોવો જોઈએ.

(૨) કુર્આન શરીફ પઢવામાં ક્રમવાર વ્યવસ્થિત અદાયગી જરૂરી છે. અલ્લાહતઆલા

ફરમાવે છે કે, ‘‘વરત્તિલિલ કુર્આન તરતીલા’’ ખૂબ જ ધીરજ, ખુદાખોફી આજીજી સાથે પદ્ધતિસર કુર્આન પઢવામાં આવે કેમ કે, તિલાવતનો દીની હેતુ ઉચ્ચાર, ખુબસૂરતી અને સમજી વિચારીને પઢવાનું છે. અલ્લાહતઆલાએ રસુલુલ્લાહ (સ.અ.વ.) ને ઘણી જ ઉતાવળથી કુર્આન પઢવાની મનાઈ ફરમાવેલ હતી. એક જગ્યાએ અલ્લાહતઆલાએ ફરમાવેલ છે કે, હે નબી ! તમે કુર્આનને ઉતાવળે યાદ કરવા માટે તમારી જીભ ન હલાવો. (અલ્કિયામહ આ.નં. ૧૬) અને બીજી જગ્યાએ અલ્લાહ ફરમાવે છે કે તમે કુર્આન પઢવામાં ઉતાવળ ન કરો. (વહીના સંપૂર્ણ થવા પહેલા) (સૂરઃ તાહા આ.નં.૧૧૪)

(૩) કુર્આન પઢનાર કારી અને સાંભળનારાઓએ તેમનું ધ્યાન કુર્આનની આયતોને સમજવામાં લગાવી દેવું જોઈએ.

જયારે રહમત (મહીમા) ની આયતો આવે તો તે મેળવવા માટે સવાલ કરે અને અલ્લાહના અઝાબની આયતો આવે તો અલ્લાહ પાસે તેનાથી બચવાની (પનાહ) માંગે. તસ્બીહની આયતો આવે તો અલ્લાહની પવિત્રતા બયાન કરે. સજદહની આયત આવે ત્યારે સજદો કરે.

(૫) દરેક શબ્દ (હર્ફ) ને તેના હક્ક પ્રમાણે અદા કરવું જોઈએ કેમ કે, કુર્આનમાં દરેક હર્ફના બદલે ૧૦ નેકીઓ મળતી હોય છે. (તિર્મિઝી ફઝાઈલુલ્કુર્આન)

(૬) કુર્આનશરીફ પઢવામાં તજવીદ (સચોટ ઉચ્ચારણ) અને તેના પઢવાના કાયદાઓની મર્યાદા જાળવવી જોઈએ. જો તજવીદ અને ઉચ્ચારણોની મર્યાદા નહીં જળવાય તો શબ્દોના અર્થમાં ફેરફાર થઈ શકે છે અને આ વસ્તુ ગુનાહનું કારણ બને છે.

(૭) બનતી કોશિશે કુર્આન સારા અને મધૂર અવાજે પઢવું જોઈએ. રસૂલ (સ.અ.વ.) એ ફરમાવ્યું કુર્આનશરીફને તમારી મધૂર અને સારી અવાજથી સુશોભિત કરો. (અબુદાઉદ)

(૮) જયારે કુર્આનની તિલાવત થતી હોય તો સાંભળનારાઓ માટે તેને ધ્યાનથી સાભળવું અને શાંતિ જાળવવી જરૂરી બને છે. જેમ કે અલ્લાહ ત્આલા ફરમાવે છે કે ‘‘અને જયારે કુર્આન પઢવામાં આવે તો એકધ્યાન થઈ સાંભળો અને ચૂપ રહો જેથી તમારા ઉપર રહેમ કરવામાં આવે.’’ (અલ્અરાફ આ.નં. ૨૦૪)

કુર્આનશરીફમાં બનતી કોશિશે રાગ અને લહેકાઓ કરવાથી બચવું જોઈએ. કુર્આનમજીદ લહેકાઓ સાથે પઢવું (મકરૂહ) નાપસંદ છે કે, લહેકાઓ આલાપવામાં કસરને મદ અને મદને કસર અને શાકિનને મુતહર્રિક, મુતહરિકને શાકિન કરી પઢવામાં આવે છે અને આ બધું ગીત અને રાગની સમાનતા હેઠળ કરવામાં આવે છે.